૨૪૨૯

# પ્રાચીન કાવ્ય.

અંક ૨ જો.

---

પ્રેમાનંદ કૃત.

# ચંદ્રહાસ આખ્યાન.

સારોદ્ધાર કરીને ટીકા તથા કોષ સાથે

છપાવી પ્રગટ કરનાર,


हरगोविंद द्वारकादास कांटावाळा.

તથા

नाथाशंकर पूजाशंकर शास्त्री.


---


અમદાવાદ.

આસ્ટોડિયા ચકલાની સડક ઉપર

શેઠ. માણેકલાલ જેઠાભાઈના મકાન મધ્યે

"આર્યોદય પ્રેસ"માં છાપ્યો.

સંવત ૧૯૪૦.—સન ૧૮૮૪.

કીમત આના પાંચ.

# પ્રસ્તાવના.

ચંદ્રહાસ આખ્યાન એ મહાભારતમાંના પાંડવાશ્વમેધ માંહેલી એક
બોધકારક કથા છે. ચંદ્રહાસની દુઃખદાયક બાલ્યાવસ્થા, ધર્મ-નિષ્ઠાવડે તે-
ની થએલી ચઢતી ને મોતના પંજામાંથી ત્રણ ત્રણવાર ઉગરી જવું. તેનું
પ્રમાણિકપણું અને પ્રેમ, પ્રધાન પુત્ર મદનની પ્રીતિ અને વાત્સલ્ય, કુલિંદ
રાજાએ રાણીને આપેલો બોધ, પ્રધાનની દુષ્ટતા અને તેથી થએલાં માઠાં
પરિણામ તથા તેણે આખરે કરેલો પશ્ચાત્તાપ, એ સૌ એટલાં બોધકારક છે,
કે તે વડે આખ્યાનની ખૂબીમાં ઘણો વધારો થાય છે. કથા સંકલના એવી
સરસ છે, કે કોઈ સારા લખનારને હાથે તેનું એક ઉત્તમ કરૂણાજનક
દૃશ્ય નાટક થઇ શકે.

વિષય ગમે તેવો હોય તોપણ ખરો કવિ પોતાની મહા શક્તિવડે
તેને ઘુમાવી શકે છે, તો આવા સુંદર કથા પ્રસંગમાં કવીશ્વર પ્રેમાનંદ પો-
તાની ઉંચી શક્તિ ઠેકાણે ઠેકાણે બતાવી શકે, એમાં નવાઈ નથી. પોતાની
ટુંકી પણ રંગનાં ચટકાં વાળી શૈલી જ્યાં ને ત્યાં નજરે પડે છે. રસાલંકાર
જરૂરને ઠેકાણે ઉભરાઈ જાયછે, અને ઉભરાઇને ઢળી જતા અગાઉ તેને ચપળતાથી
સમાવી તુરત બીજો ઉભરો આવવા દેછે; આમ એક પછી એક થતા ને
સમાતા ઉભરાના જોસ વડે વાંચનાર જાણે ઉપર જાય ને તળે આવે તેમ
ખરેખર તે રસસાગરમાં ડુબકીઓજ ખાયા કરેછે ! આની સાબીતી ૧૩,
૧૪, ૧૫, એ કડવાંમાં રહેલીછે, અને એજ આ આખ્યાનમાં સૌથી ઉત્તમ
ભાગ (રસાલંકારમાં) છે, એમ કહીએ તો ચાલે. વિષયા અને તેની સખીઓ
સરોવરમાં નહાતી વખત બાળ ચેષ્ટા કરેછે. તે પછી બધી સખીઓ એ-
કદમ લીલી થઇ ગએલી વાડી જોવા દોડી જાયછે. વિષયા પાછળ રહી જ-
વાથી વખુટી પડી જાયછે, અને ચંદ્રહાસ જ્યાં સુતોછે તે તરફ આવી લાગે
છે. રાતે થએલા સ્વપ્નાનું રસ્તે જતાં તેને ભાન થાયછે. એવામાં ચંદ્રહાસના
ઘોડાને જુએછે. ને તેની શોભા વખાણેછે, એટલુંજ નહીં, પણ તેને ન હણ-
હણવા તે વિનવેછે. મુગ્ધા વયની સ્ત્રી-લજ્જા તે પ્રદર્શીત કરેછે, અને ચોર-
ની પેઠે ઉંચે શ્વાસે ઝાંઝર વગેરે ખખડે નહીં માટે ઉંચાં ચઢાવી તે ચંદ્ર-
હાસ પાસે જાયછે. તેને મોંઢેથી હલકે રહી પિછોડી ઉંચી કરી જુએછે, તેના
સ્વરૂપથી છક થઈ જાયછે. પણ એટલામાં તેને ભ્રમ થાય છે કે તે પરણેલો
હશે. પરણનારીની તે અદેખાઈ કરી પોતાને પાપણી ગણી ધિક્કારે છે ને
આંસુ ઢાળેછે. એવામાં કસે બાંધેલો કાગળ તેની નજરે પડેછે, અને તે ધીમે
રહી છોડીને વાંચવા માંડેછે. પોતાના બાપના અક્ષર જોતાં તથા સ્વપ્નની
વાત સાંભરતાં તેને આનંદ માતો નથી; પણ એવામાં કાગળને છેડે વિષ
દેવાનું વાંચી તે કંપવા માંડેછે. ક્ષણભર વિચાર કરી સ્ત્રી જાતની સમય-સૂ-
ચકતા વડે તે આંખનું કાજળ કાઢી વિષની પછી યા વધારી દે છે, અને કાગળ

પાછો આંધી છાનીમાની ચાલ પકડેછે. રસ્તામાં તેને સાહેલીઓ આવી મળે છે. સરખીપ વીની ને ખરી સખી ચંપકમાલિની વિષયાની સ્થિતિ ઉપરથી અનુમાન કરી તેને માર્મિક વચનો કહેછે. બન્ને વચ્ચે સ્ત્રીચરિત્ર ભરેલી વાતચિત થાયછે, ને આખરે વિષયાના અણુસારાથી સખીનું સમાધાન થાયછે. આ વર્ણનમાં પ્રેમાનંદે હદવાળી છે. આ શિવાય કુલિંદ રાજાએ રાણીને કરેલો બોધ. રસ્તામાં ભાટ ચારણો ને બ્રાહ્મણોએ અણગમતા સમાચાર આપવાથી પુરોહિતે જણાવેલો ક્રોધ, તથા મદનનું મરણ થવાથી તેણે કરેલો પશ્ચાત્તાપ, એ પણ પસંદ કરવા જોગ કવિતાના નમુના છે.

આખ્યાનનો શરૂ ભાગ વાંચનારને ઉંચી જાતનો લાગતો નથી. મને પણ પ્રથમ એમ ભાસ થયો હતો. કે આ આખ્યાન કવિનો પ્રથમ કે શરૂઆતનો પ્રયત્ન હશે આગળ પણ કોઇ કોઇ ઠેકાણે કવિયે એટલું ટુંકાવી દીધુંછે, કે ત્યાં કવિની અપૂર્ણતા કે ખામી જણાઈ આવેછે. (દાખલા તરીકે જુઓ કડવા ૨૪ નો છેવટનો ભાગ ) કવિને તેમ કરવાનું કંઈ કારણ હોય તો કોણ જાણે.

ચંદ્રહાસનું આખ્યાન ગુજરાતીમાં વિષ્ણુદાસે પણ કરેલું છે, અને એ શિવાય જેમણે અશ્વમેધ કરેલોછે તેમના ગ્રંથમાં એ આખ્યાન આવેલું છે. પ્રેમાનંદના આખ્યાન સાથે સરખાવતાં વિષ્ણુદાસનું આખ્યાન ફીકું લાગે છે. ઉપર જે ખૂબીદાર પ્રસંગ જણાવ્યોછે તે પ્રસંગ વિષ્ણુદાસે ટુંકાવી નાખ્યોછે.

પ્રેમાનંદ આખ્યાનને છેડે સંવત ૧૭૨૭ ની સાલ જણાવે છે. એ સાલ લેખકોએ ફેરવેલી શક ભરેલી નથી, પણ ખરીજછે. તેની સાબીતી એજ કે કવિયે તે સિંહસ્થનું વર્ષ જણાવ્યું છે. તજવીજ કરતાં એ સિંહસ્થનું વર્ષ હતું એમ સાબીત થાયછે. જેષ્ટ શુદ ૭ પછી સુમારે પંદર દહાડે સિંહસ્થ બેઠું હતું. કવિયે સિંહસ્થ વર્ષની સંધ લખ્યુંછે. સંધ એટલે સંધી–અરસામાં એવો અર્થ છે. વળી કવિયે જેષ્ટ શુદ ૭ ને સોમવાર લખ્યો છે, તે પણ મેળવી જોતાં મળે છે.

મહા પ્રયત્ને ચંદ્રહાસના આખ્યાનની ફક્ત બેજ પ્રતો મળી હતી. પહેલી પ્રત સંવત ૧૮૬૨ ની સાલમાં દવે ભગવાનલાલ નથુરામે ઉતારેલી છે. એ લેખકે પ્રેમાનંદનાં ઘણાં કાવ્ય ઉતારેલાંછે, અને તે સંસ્કૃત અક્ષરે સંભાળથી લખેલાંછે. આ પ્રત એવી સારી લખેલીછે. કે તેમાં ઘણો થોડો ફેરફાર કરવો પડ્યો છે. બીજી પ્રત ગુજરાતી અક્ષરે લખેલીછે. જોડણી વગેરે પર તેમાં સાધારણ ધ્યાન આપેલુંછે. અને તે લખેલી આધુનિક છે. આ બન્ને પ્રત જોશી મણિશંકર વિશ્વનાથ ચોવિશા, જે કવિ પ્રેમાનંદના વંશજના સગાછે, તેમણે મેળવી આપી, માટે તેમનો ઉપકાર થયોછે.

તા૦ ૬ આગષ્ટ ૧૮૮૪
વડોદરા. } હ. દ.

॥ श्री जगदीश्वरायनमः ॥

# ચંદ્રહાસ આખ્યાન.

---

### [૧]રાગ કેદારો.

પ્રથમ સમરૂં ગણુપતિ, જમ ટળે મારી દુર્મતિ;
[૨]જેથી સરે મનોરથ મન તણોરે. ૧
સાર કરો [૩]માતા સરસ્વતિ, હું [૪]બાળક કાંઇ લે'તો નથી;
[૫]સતી શારદા સેવક છઊં તમ તણોરે. ૨

### ઢાળ.

સાર કરો માતા સરસ્વતિ, હું લાગું તમારે પાય;
[૬]નિજ ગુરૂ કેરૂં ધ્યાન ધરતાં, ગ્રંથ ચાલતો થાય. ૩
વૈશંપાયન [૭]એમ ઉચરે, સુણ્ય જનમેજય રાજન;
અશ્વમેધની ઉત્તમ કથા છે, શ્રોતા વકતા [૮]ધન્ય. ૪
પાંડવે પરાક્રમ કીધું, [૯]ક્રોધ ધરીને કાય;
શત કૌરવ સંઘારિયા તે, કુરૂક્ષેત્રને માંય. ૫
પછે હસ્તિનાપુરમાં, રાજ્ય બેઠા, કુંતિ [૧૦]કુંવર જે ધર્મ;
પાંચાલીના મનોર્થ [૧૧]પૂરી, પધાર્યા પરબ્રહ્મ. ૬
[૧૨](પણ) યુધિષ્ટિર અતિ દુઃખ પામ્યા, ઉપન્યો અંતર તાપ;
એ રાજ્યને માથે ધિક પડો, સ્વજન માર્યાનું શિર પાપ. ૭
એટલે આવ્યા વ્યાસજી, પૂછ્યો પાપ ગયાનો ભેદ;
પછે મહા [૧૩]મુનિયે મહી–પતિને, મંડાવ્યો અશ્વમેધ. ૮
અશ્વની પુઠે રક્ષા કરવા, સંચર્યો અર્જુન;

---

૧ પ્રત. ૧લી. રાગ આશાવરી. ૨. હે સરસ્વતિ, સાર મનોરથ મન તણુારે. પ્ર. ૨જી. ૩ મુને પ્ર. ૨જી. ૪ દાસ પ્ર. ૧લી. ૫ મુઢ બુદ્ધિ હણીનેરે, સાર કરો મુને અતિ ઘણીરે. પ્ર.૧લી. ૬ સાર કરો મુને સરસ્વતિ, હું બા-ળક કાંઇ લેહેતો નથી; નિજ ગુરૂ કેરૂં ધ્યાન ધરૂંતો, ગ્રંથ ચાલે સર્વથી. પ્ર.૨જી. ૭ એમ પ્રત ૧લીમાં નથી. ૮ જન પ્ર. ૨જી. ૯ ગંગાજીને કાંઠે ત્યાંહે પ્ર.૨જી. ૧૦ સુત પ્ર.૨જી. ૧૧ પુરવા. પ્ર.૨જી. ૧૨ પણ શબ્દ પ્ર.૨જીમાં નથી. ૧૩ એમ ઉચર્યા, તમે મંડાવો અશ્વમેધ. પ્ર. ૨જી

પછે વૃષકેતુ પરવર્યો, વળી ધીર પ્રદ્યમન. ૯<br>
વાટમાં જાતાં નીલધ્વજ ને, હંસધ્વજ ભૂપાળ;<br>
સુધન્વા સુરથ નામે, હણ્યા બન્યો બાળ. ૧૦<br>
વળિ મણિપુર ‡નગ્રે અશ્વ આવ્યો, રાજ્ય કરે બભ્રુવાહન;<br>
જેણે મહા બળિયા પાર્થનું. મસ્તક કર્યું છેદન. ૧૧<br>
[1]વળી તુરી ત્યાં થકી પરવર્યો, સામો મળ્યો તુખાર;<br>
[2]તે તુરી તામ્રધ્વજે બાંધ્યો, અર્જુનનો નિર્ધાર. ૧૨<br>
તે મયૂરધ્વજ મળ્યો આવી, કૃષ્ણને કરજોડ;<br>
પછે વીરવર્માને દેશ આવી, સુભટ ઝુઝ્યા ક્રોડ. ૧૩<br>
એક -હૃદ[3] આવ્યો જળ તણો. તે [4]તરી ઉતર્યા [5]વાજીન;<br>
ત્યાં આગળ રમતા હતા, બે ચંદ્રહાસના તન. ૧૪<br>
વડો પુત્ર ×પદ્માક્ષ નામે, એક †મકરધ્વજ એવું નામ;<br>
તે અશ્વ અનુપમ દેખી, લેઇ ગયો પોતાને [6]ગામ. ૧૫<br>
પછે પાંડવની સેના વિષે, હવો હાહાકાર;<br>
શ્રી કૃષ્ણ અર્જુન જ્યાં હતા, ત્યાં આવ્યો સમાચાર. ૧૬<br>
વાત સાંભળી [7]સવ્યસાચી ને, ઉપન્યો અતિ ક્રોધ;<br>
અસ્વની સંભાળ લેવાને, મોકલ્યા મહા યોદ્ધ. ૧૭<br>
પણ પાર તે પામ્યા નહિ, કહ્યો કિરીટીને નકાર;<br>
સાંભળીને સવ્યસાચી, પામ્યા દુઃખ અપાર. ૧૮<br>
વિચારીને વિનવ્યા, અર્જુને [8]ત્યાં શ્રી કૃશ્ન;<br>
પાર્થ પૂછે પ્રભુજીને, કહો અશ્વ ગયાનું પ્રશ્ન. ૧૯<br>
વળતી વિશ્વંભર ઉચર્યા, સાંભળ પાંડુ કુમાર;<br>
તારા તુરીની સંભાળનો, *જુઓ છે કહેનાર. ૨૦

---

‡નગર આવ્યો પ્ર. ૨જી. ૧ ત્યાંથી અશ્વ સંચર્યો, પ્ર. ૧ લી. ૨ તે તામ્રધ્વજે અશ્વ પ્ર. ૧લી. ૩ એક આવ્યો જળ તણો તુરી, પ્ર. ૨જી. ૪ ઉતરાવ્યો રાજન, પ્ર. ૨જી. ૫ વાજિન્ (ઘોડો) શબ્દનું બહુ વચન, અશ્વમેધનો એક ઘોડો હોવા છતાં અહીં બહુ વચન લખ્યું છે તે તેની પાછળ બીજા રક્ષક ઘોડા રાખે છે તેમને લઇને એવો અર્થ સંભવે. ×મકરધ્વજ જ્યેષ્ટ અને પદ્માક્ષ કનિષ્ટ પુત્ર છતાં કવિની કે લેખકોની સરત ચૂક થએલી જણાય છે. †મકરકેતુ પ્ર. ૧લી. ૬ ઠામ પ્ર.૨. ૭ અશ્વની, સવ્યસાચી, ઉપન્યો અંતર ક્રોધ. પ્ર. ૨જી. ૮ ત્યાં પ્ર. ૧માં નથી. *જુદો ઉપરથી. એ રૂપ કંઈ કંઈ વપરાયછે.

એવું કહીને મોન કીધું, પ્રભુ શ્રી ગોપાળ;
એવે સમે અંતરિક્ષ માર્ગે, ‡અતિ હવું અજવાળ. ૨૧
હરિ–ગુણ ગાતા વીણા વાતા, આવ્યા નારદ ૠષિ ભગવાન;
નર નારાયણ ઉભા થયા, આદરે દીધું માન. ૨૨
ત્યારે દેવ ૠષિ એમ બોલિયા, અર્જુન દીઠો દિન;
હે સાધુ! શા માટે સન્નમ્યા છો, તારૂં તેજ થયું છે હિન. ૨૩
પછે ગદગદ કંઠે થઈને, બોલીઓ પારથ;
†(મુનિ) મારા અશ્વ બન્યો ગયા, તેથી ઉપન્યો અનર્થ. ૨૪
સ્વર્ગ મૃત્યુ પાતાળ સત્રળે, [1]તમો જાઓ [2]છો મુનિરાય;
જાણતા હો તો કહો મુને, મારા અશ્વ ગયાનો ઉપાય. ૨૫
વળતીં ૠષિ એમ ઉચ્ચરે, સાંભળ અતળિબળ અર્જુન;
તારા તુરીને લેઈ ગયા છે, ચંદ્રહાસના [3]તન. ૨૬
દેવ દાનવ [4]યક્ષ કિન્નર, ત્રૈલોક્ય ટાળે થાય;
સહસ્ર વર્ષે સતવાદી રાજા, કોણે જીત્યો નવ જાય. ૨૭
ૠષિજીનાં વચન સુણીને, અર્જુન બોલ્યા વાણ;
તે ચંદ્રહાસનો મહિમા કહો, મુજને વીણાપાણ. ૨૮

## વલણ.

કહો વીણાપાણ વેગે, સાનિધ્ય શ્રી ગોવિંદરે;
ચંદ્રહાસનો મહિમા કહે, કર જોડી પ્રેમાનંદરે. ૨૯

---

### કડવું ૧ લું.—રાગ રામગ્રી.

એણી પેરે બોલ્યા બ્રહ્મા તનજી, સાંભળ [5]સાચું વીર અર્જુનજી;
એક [6]અંગદ નામે દેશ કહેવાયજી, રાજ કરે ત્યાં સુધાર્મિક રાયજી. ૧

## ઢાળ.

સુધાર્મિક રાજા રાજ્ય કરે, પણ પેટ નહીં સંતાન;
પુત્રને અર્થે રાજાયે, આરાધ્યા પંચવદન. ૨
મહાદેવ આવી ઉચ્ચર્યા માગ્ય મહીપતિ વરદાન;

---

‡ ઉપન્યું અજુવાળ. (ઉજવળ ઉપરથી) પ્ર. ૧ લી. † મુનિ અશ્વ મારા ગયા બન્યો. પ્ર. ૨જી. ૧–૨–આ બે શબ્દ પ્ર. ૨જીમાં નથી, ૩ બે પ્ર. ૨જીમાં છે. ૪ જક્ષ ક્ષત્રી. પ્ર. ૨જી. ૫ સાધુ. પ્ર. ૨જી. ૬ અંગજા. પ્ર. ૨જી. એ દેશ કયો તે નક્કી થઇ શકતું નથી, અંગ રાજાએ આપેલો તે અંગદ એમ અર્થ થઇ શકે.

પછે ‡શંકર પાસે સુધાર્મિકે, માગીઓ †સંતાન. ૩
*સ્વામી મુજને કરી કરૂણા, એક પુત્ર સંતાન;
*કરૂણા કરો મહાદેવજી, એજ માગું શ્રી ભગવાન. ૪
ત્યારે શિવ કહે તારા કર્મમાં, [1]નથી સરજીત પુત્ર;
તું પુત્રનું સુખ દેખીશ નહિ, આગે ભાગશે ઘરસૂત્ર. ૫
†વળતી રાજા બોલિયો, જે હશે હોનાર;
†સ્વામી મુજને આપીએ, ઉઘડે વાંઝિયાં બાર. ૬
†ત્યારે શંભુ વળતા બોલિયા, જા હશે પુત્ર નિર્વાણ;
†પણ પૂર તારૂં નહિ રહે, એમ કહે પિનાકપાણ. ૭
મહારાજા મંદીર આવિયો, શંભુ થયારે કૃપાળ.
[2]ધાભી નામે પ્રેમદા, તેણિયે પ્રસવ્યો બાળ. ૮
[3]સર્વકો આનંદ પામ્યું, ઉઘડયું વાંઝિઆ બાર.
ખટ માસનો બાળક થયો, ભૂપતિ હર્ખ્યો અપાર. ૯
એક દિવસ અસુર આવિયા, પાપી પડિયા તૂટી;
મધ્ય રાત્રે માર્યો મહીપતિ ને, નગ્ર લીધું લૂટી. ૧૦
પેલા બાળકને ધવરાવતિ ([4]હુતી), સુધાર્મીકની દાસી;
રાજ પુત્ર ત્યાંથી સંતાડયો, ધાવ છૂટી નાસી. ૧૧
રાત દિવસ તે હીંડે રામા, સુત સોડામાંય;
કૌતલ દેશ આવી ચઢી, ત્યાં [5]કુંતલ નામે રાય. ૧૨
ધૃષ્ટબુદ્ધિ નામે પુરોહિત છે, [6]જેનો રાજ સેનમાં ભાર.
વિશ્વ જીતી વશ કર્યું, [7]મન વિષે મહા અહંકાર. ૧૩
તે ગામમાં દાસી ઠરી, [8]સુત સંગાતે નેટ;
દામણી થઈને ધંધો કરતી, દોહેલે ભરતી પેટ. ૧૪
ખાંડવું દળવું અને દોહોવું. કોનાં વાસીદાં કરતી;

---

‡ સોમધર પ્ર. ૧લી. † વરદાન. પ્ર. ૧લી. સંતાંન શબ્દ સંસ્કૃતમાં પુલ્લિંગ છે, તે પ્રમાણે કવિયે વાપર્યો છે. હાલ તે નપુસકલિંગમાં વપરાયછે. *આ બેલીટિયો પ્ર.૨જીમાં નથી. ૧ નથી નીમ્યો એક પુત્ર પ્ર. ૧ લી † આ ચાર લીટિયો પ્ર.૨જીમાંનથી. ૨ સર્વકો આનંદ પામ્યું, પછે જણીઓ બાળ. પ્ર. ૧ લી. ૩ લખ્યા પ્રમાણે ભોગવે, એમ બધો સંસાર પ્ર. ૧ લી. ૪ પ્ર.૨જીમાંનથી. ૫ કુંતલીક પ્ર.૨જી. ૬ જેને રાજ્યાસનનો ભાર. પ્ર. ૧લી. ૭ મન મોટો મહા અહંકાર. પ્ર. ૧ લી. ૮ પણ સુત. પ્ર.૨જી.

(કોનાં) પાત્ર પખાળે કોનાં એઠાં. [1]કોનાં પાણી ભરતી. ૧૫
[2]દિન દિન પુત્ર મોટો થયો, શેરિયે રમવા જાય;
લોક જાતા જોવા રહે, પેલા કુંવર કેરી કાય. ૧૬
શરીરે સુવર્ણ સરખો, શોભતો અતિ રંગ;
દાસી તે ભસ્મે કરી ઢાંકે, કુંવર કેરૂં અંગ! ૧૭
એક દિન દાસીએ શયન કીધું, પુત્રને રાખી પાસ;
એવે કોએક તેડવા આવ્યો. વેહેવારિયાનો દાસ. ૧૮
ઉઠય ધાવ ઉતાવળું છે, મહિષી દો'વાનું કામ;
સ્વામી મારો [3]તેડે તુજને, આપશે બહુ ‡દ્રામ. ૧૯
મધ્ય રાત્રે ચાલી માનુની, સુતો મૂકી બાળ;
લોભે [4]તે કાંઈ પ્રિછ્યું નહીં, આવ્યો તેનો કાળ. ૨૦
માર્ગ માંહે ચાલતાં એક, પડયો હુતો મોટો નાગ;
[5]પ્રેમદાયે પૃષ્ટ ઉપર. અંધારે મૂક્યો પાગ. ૨૧
ત્યારે ઉછળીને નાગ વળગ્યો, અંતર આણી રીશ;
ડસી દાસી પડી પૃથ્વી, [6]મૂખે પાડી ચીશ. ૨૨
કંઠે તે બાધી કાચકીને, મુખે પડિયો શોક;
ધાવ [7]ઢળી ધરણી વિષે, ત્યારે ધાઈ મળિયા લોક. ૨૩
મરતી વેળા માનુની, મુખથી બોલી વાણ!
મારા પુત્રને કો પાળજો, એમ કે'તાં [8]નિસર્યા પ્રાણ. ૨૪

## વલણ.

એમ કહેતાં ગયા પ્રાણ તેના, ભાગ્યની જે [9]મંદરે;
પેલા પુત્રની શી વલે થઇ, તે કહે પ્રેમાનંદરે. ૨૫

### કડવું ૨જું.—રાગ વેરાડી.

નારદજી એમ ઉચ્ચરે, સુણ પાર્થ બળવંત!
પેલા પુત્રની શી વલે થઇ, તે રાખ્યો શ્રીભગવંત. ૧

---

૧ વળી. પ્ર.૨જી. ૨ એમ કરતાં પુત્ર થયો મોહોટો. બાળકમાં રીઝે રમવા જાય. પ્ર.૨જી. ૩ અન્ન વસ્ત્ર આપશે. ‡બંને પ્રતમાં દ્રામ (દામના અર્થમાં) એવી જોડણી છે. ફારસી દ્રામ (દિરમ) એક નાનો શિક્કો હતો, તે ઉપરથી આપણો દામ શબ્દ થયો છે. પ્ર. ૧ લી. ૪ પ્ર. ૧ લીમાં નથી. ૫ પ્રેમદાયે તેના પેટ ઉપર મુકીઓ તે પાગ. પ્ર.૨જી. ૬ પાડતાં મૂખે ચીશ. પ્ર.૨જી. ૭ દીઠી પ્ર. ૧ લી. ૮ ગયા. પ્ર. ૨જી. ૯ મહાશબ્દ પ્ર. ૨ જી માં વધારે છે.

વહાણું વાતે જાગ્યો બાળક, મુખે બોલતો વાણી;
આંખ્યો ચોળતો ને અન્ન માગતો, માતા મોઇ ન જાણી. ૨
સુનું ભુવન જ્યારે પુત્રે દીઠું, નેત્ર ભરીને રોય;
આકુળ વ્યાકુળ થાવા લાગ્યો, ઉત્તર ન આપે કોય. ૩
સાંભળી આવી સર્વ શ્યામા, પાસેનાં પાડોશી;
કો બાળકને પહુંચા આપે. ઘણા વર્ષની ડોશી. ૪
કો કુંવરને કેડે ચઢાવી. આસવાસના લાગીં કરવા;
એ આવી જનેતા તારી, ગઈછે પાણી ભરવા ! ૫
એણી પેરે તે સર્વે માતુનીએ, કુંવરને માંડયું વહાવું;
કો પ્રેમદાએ દૂધ પાયું, કોણે આપ્યું ખાવું. ૬
એમ [1]રમતાં જમતાં તે કુંવરના, સુખે દિવસ જાતા;
બે સંવત્સર વહીં ગયા, વિસરી [2]ત્યાં માતા. ૭
[3]હીડતાં ચાલતાં કુંવર, લેતો હરિનું નામ;
એક દા'ડે તેને વાટમાંહિથી, જડિયા શાલિગ્રામ. ૮
તે હાથ [4]ગ્રહિ હૈયાશું ચાંપ્યો, સ્નેહ અતિશે આણ્યો;
સહુ બાળક સાથે રમવા લાગ્યો, †સખો સુંદર જાણ્યો. ૯
એકવાર ત્યાં ધૃષ્ટબુદ્ધે, જમાડયા મુનિજન;
તે [5]બાળક માંહ્યમળતો તેડયો, રાંક જાણી તન. ૧૦
પછે ૠષિજીની પૂજા કરવા, ધૃષ્ટબુદ્ધિ [6]તે આવ્યો;
[7]દક્ષિણા ‡તેલને પાતરી, તે થાળ ભરીને લાવ્યો. ૧૧
પૂજા કરી પ્રધાન પરવર્યો, (પછે) દક્ષિણા આપતો [8]વાળી;
પણ [9]પંડિતની પંગત વિષેથી, પેલો બાળક મૂકયો ટાળી. ૧૨
[10]એવે ગાલવ ૠષિ બોલ્યા, [11]ભાળે પ્રાણી માત્ર;
કાં મહારાજ એને ટાળી મૂકયો, [12]હેતે પૂજ્યાનું છે પાત્ર. ૧૩

---

૧ કરતાં. પ્ર. ૧ લી. ૨ ગઈ માય. પ્ર. ૨જી. ૩ બેઠો ને ચાલતો કુંવર લેતો, તે હરિનું નામ. પ્ર. ૧લી. ૪ સાહી પ્ર. ૨ જી. † સંસ્કૃત સખ અથવા સખિ દોસ્તદાર અર્થે છે. નર જાતિમાં સખા ગુજરાતીમાં વપરાય છે, સખો વપરાતો નથી. અતિ પ્યાર દર્શક એવું રૂપ કવિયે મૂકયું હશે. ૫ બ્રાહ્મણ. પ્ર.૨જી. ૬ મન. પ્ર.૨જી. ૭ દક્ષણા તેલાવિને, પાતરીને લાવ્યો. પ્ર.૧લી. ‡ પૂજન કરતાં અભ્યંગસ્નાનમાં ખપ આવેછે. ૮ વહોળી. પ્ર. ૨જી. વાળી બાળીને કે વળી ના અર્થમાં. ૯ વાડવ. પ્ર. ૧લી. ૧૦ એવે એક ગાલવ નામે ૠષિ બોલ્યા પ્ર.૨જી. ૧૧ સાંભળતાં. પ્ર. ૨જી. ૧૨ એ પ્ર. ૨જી.

વિધિયે એમ લખ્યુંછે, એ શું તારે સગાઇ;
વિષયા પુત્રીને પરણશે, એ તારો થાશે જમાઇ!. ૧૪
એવાં ગાલવજીનાં વચન સુણીને, રાજાને લાગી ઝાળ;
મુનિ માત્ર મારીને કાઢ્યા, [૧]પછાડી પૂજાની થાળ. ૧૫
બીજા બ્રાહ્મણ દુઃખ પામ્યા, કહોજી અમારો શો વાંક;
દક્ષિણાનું જાન થયું, [૨]અમો કેમ જીવિયે રાંક. ૧૬
ગાલવ કહે તમે શું જાણોછો, પુરોહિત છે [૩]પાપી;
એવું કહીને સર્વ મુનિયોને, ઘેરથી દક્ષિણા આપી. ૧૭
નારદ કહે સાંભળ પાર્થ પછે, પાપિને પ્રગટ્યો કાળ;
મારી પુત્રીને અમર ઈચ્છે, (તો) કેમ પરણે ભિક્ષુકનો બાળ. ૧૮
એક ઠામ બેશી વિચાર્યું, ચાંડાળ તેડાવ્યા ઘેર;
સાધુ સુતને મારવાને, આરંભ્યો ત્યાં કેર. ૧૯

## વલણ.

આરંભ્યો ત્યાં કેર ધૃષ્ટબુદ્ધે, દ્વેશ મનમાં ધર્યોરે;
કર જોડી કહે પ્રેમાનંદ પછે, [૪]સાધુ સુત કેમ ઉગર્યોરે. ૨૦

## કડવું ૩ જું.—રાગ વેરાડીની ચાલ ટુંકડી.

ધૃષ્ટબુદ્ધે તેડાવ્યા ચાંડાળ, હણવા સુધાર્મિકનો બાળ; ૧
પુરોહિત કે પેલો દાસીનો તન, ચાંડાળ તમે તેને કરજો નિધન. ૨
એણી [૫]પેરે મારવો ન થાયે જાણ, કાયાનું [૬]કાંઈ લાવજો એંધાણ, ૩
આપીશ ધન ઉંચકાશે જેટલું, જો કારજ કરશો એટલું. ૪
આનંદ પામી અંત્યજ પળ્યા, હરિ ભક્તને વાટમાં મળ્યા; ૫
વાહિને તેડ્યો બાળક વન, દીધી આશા [૭]જમે છે મુનિજન. ૬
બાળકને છે હરિનું ધ્યાન, તેડી ચાલ્યા ચારે અજ્ઞાન; ૭
[૮]અઘોર વન તણી જંખ જાળ, આરડે અગીઅર ફુંફવે બ્યાળ, ૮
[૯]ખડુ ખાબડાં પર્વત ખોહ, ગુફામાં ધુધવે છે ઘોહ; ૯

---

૧ પછે પૂજા નહિ થાય. પ્ર. ૨ જી. ૨ તે કેમ જીવાય અમો રાંક. પ્ર. ૧લી. ૩ છે મહા પાપી. પ્ર. ૨જી. ૪ સાધુ પ્ર. ૨ જીમાં નથી. ૫ રીતે મારવો કો ના પામે જાણ. પ્ર. ૧ લી. ૬ કાંઇ પ્ર. ૨જીમાં નથી. ૭ આની પેહેલાં આગળ શબ્દ પ્રત ૧ લીમાં છે. ૮ જોતાં થકો હવા મધ્યાન. પ્ર. ૨જીમાં આટલું અર્ધું ચર્ણ છે. ૯ ખાડ ખાડ પર્વતની ખોહ, પ્ર ૨જી.

ભુંડ ભૈરવ તણી [1]પરમાંઝાર, દીસે પશુ વનમાં અપાર. ૧૦
ઉઝરડાયે અંગ અતિ પામે ખેદ, શરીરથી ચાલ્યો પ્રસ્વેદ; ૧૧
એક ઊંડું સ્થાનક જ્યાં ન મળે જંત ત્યાં બાળકને લઇ ગયા એકાંત. ૧૨
માંહો માંહે સામું [2]જોઈ હસે, પાપી પા'ણ [3]સાથે પાળિ ઘસે. ૧૩
તે દેખી બાળકને થયો વિચાર, મુને મારી [4]લેશે નિર્ધાર. ૧૪
પામ્યો દુઃખ જળ નયણે ભરે, મુખે રામકૃષ્ણ વાણી ઉચ્ચરે. ૧૫

## વલણ.

મુખે રામ કૃષ્ણ વાણી ઉચ્ચરે. સમર્યા શ્રી ગોપાળરે;
જન પ્રેમાનંદ [5]એમ કહે, કેમ ઉગરિયો બાળરે. ૧૬

### કડવું ૪ થું. [6]રાગ [7]શોક રામગ્રી.

સાધુ સુતે સમર્યા હરિ.[8] ગરૂઆ શ્રી ગોપાળ,
વહારે ચઢજો વીઠલા, દિનાનાથ દયાળ. સાધુ. ૧
સાર કરો સેવક તણી, પ્રભુ શ્યામ શરીર;
બાળક બુદ્ધ નથી જાણતો, યાચ્યા શ્રી યદુવીર. સાધુ. ૨
આગે ભીડ ભાગી તમો [9]ભક્તની, ભોળા શ્રી ભગવંત;
દુઃખ ટાળ્યાં સર્વ દેવનાં, આણ્યો અસુરનો અંત. સાધુ. ૩
અંબરીષ કરતો એકાદશી, આવ્યો [10]અત્રિ કુમાર;
[11]શાપ ટાળ્યા સર્વ તેહના, લીધા દશ અવતાર. સાધુ. ૪
પછે મચ્છ રૂપે વેદ વાળીઆ, અહો અશરણ શર્ણું;
તમો વિશ્વંભર વહારે [12]ચઢો, મૂકાવી દાઢાગ્રેથી ધર્ણું. સાધુ. ૫
પ્રલ્હાદ પીડાથી રાખિયો, ધરી નૃસિંહ રૂપ;
વિડાર્યો નખે કરી, હિરણ્યકશિપુ ભૂપ. સાધુ. ૬

---

૧ અર. પ્ર.૨જી. બંને પ્રતમાં આ પ્રમાણે લખેલું છે. લેખકની ચૂક હશે. કેમકે અર્થ સ્પષ્ટ થતો નથી. પરને ઠેકાણે બીજી પ્રતમાં અર છે, તેથી મને એમ ભાસે છે કે ત.વને ઠેકાણે લખાયો હશે, અને તેથી અસલ "ભુંડ ભૈરવ વણીઅર માંઝાર" એવું હોય. ભૈરવ વિશેષણ ભુંડ કે વણીઅરને લાગી શકે. ૨ જોઇ જોઇ પ્ર.૧લી. ૩ સંગાથે પ્ર. ૧લી. ૪ સખો લેશે, પ્ર.૨જી. ૫ ઓચરે, કયેમ રહ્યો સુધાર્મિકનો બાળરે; પ્ર. ૨જી. ૬ પ્ર.૨જીમાં રાગ લખ્યોજ નથી. ૭ રામગ્રી જાતેજ ઘણો વિલાપ દિલગીરી બતાવા વપરાયછે. ૮ અહીં ટેક છે. ૯ જક્તની. ૧૦ અગ્નિ કુમાર. ૧૧ સોપ. પ્ર. ૨જી. ૧૨ થઇ, ધાયા ધર્ણી ધર્ણું. પ્ર. ૧ લી.

વામન રૂપ થઇને વેગે, છળ્યો બલિ રાજન;
પ્રભુ થઈ રહ્યા પોળિયા, રાખ્યું ઇંદ્રાસન. સાધુ. ૭
કચ્છપ રૂપે કૃષ્ણજી, તમે મથિયો સમુદ્ર;
લક્ષ્મી કહાડયાં ત્યાં થકી, [1]ટાળ્યું દેવ દારિદ્ર. સાધુ. ૮
પરશુરામ [2]રૂપે પુરૂષોત્તમ, પાળ્યું તાતનું વચન;
માત મારી જીવતી, હણ્યો સહસ્રાર્જુન. સાધુ. ૯
સાતમે [3]રાક્ષસ કુળ સંધારવા, અવતરિયા શ્રી રામ;
વાનર શું મૈત્રી કરી, માર્યો રાવણ ઠામ. સાધુ. ૧૦
આઠમો અવતાર શ્રી કૃષ્ણનો, પાંડવ પ્રતિપાળ;
કંસાસુર સમાવિયો, માર્યો શિશુપાળ, સાધુ, ૧૧
હરિશ્ચંદ્રે સત્ય મૂકયું નહિં, કાપતાં કામનીનુ [4]માથ;
અવિનાશી અંતરિક્ષથી ઉતર્યો, આવી ઝાલ્યો હાથ. સાધુ. ૧૨
પાંચ વર્ષનો પાળિયો, જેનુ ધ્રુવજી નામ,
[5]દાસ જાણી પોતા તણો, આપ્યો અવિચળ ઠામ. સાધુ. ૧૩
શું શયન કીધું હો સ્યામજી, પ્રભુ ગરૂડારૂઢ;
જાગીને વેગે આવજો, દુઃખ પડિયુંછે પ્રૌઢ. સાધુ. ૧૪
(પણ) ભક્ત વત્સળ બિરદ તાહારૂં, રાખજો [6]આ વાર;
સેવકને વિસારતાં, લાજશો લક્ષ્મી [7]ભર્થાર. સાધુ. ૧૫
ચતુર્ભુજ તમો ચિત્તમાં, [8]ચિતવીને [9]જોય;
તમ વિના ત્રૈલોક્યમાં, નથી મા'રે કોય. સાધુ. ૧૬
અલ્પ જીવ અવની વિષે, [10]આકાશથી હું પડિયો;
મૃત્યુ પાન મહારા હાથમાં, ચાંડાળ હાથે ચઢિયો. સાધુ. ૧૭

---

૧ દુઃખ ટાળ્યું દેવ ઇંદ્ર. પ્ર.૨જી. ૨ રૂપે. પ્ર.૨જીમાં નથી. ૩ રઘુકુળ તારવા. પ્ર.૨જી. ૪ સંસ્કૃત **मस्तकं** ઉપરથી માથું શબ્દ થાય. પ્રેમાનંદમાં આ પ્રમાણે શબ્દ ખોડવાની હરકત ભરેલી રીત કવચિતજ જોવામાં આવે છે. હાલ કોઇ કોઈ એમ વાપરેછે ખરા. "ખેતી સૌને માથ, પડિ પશુ જનને હાથ." ૫ પાંચ વર્ષનો તપે ગયો. પ્ર.૨જીમાં. ૬ જુગતાત, જે બિરદ તમારૂં છે તે આ વારે પણ કાયમ રાખજો એવો અર્થ. પ્ર. ૨જી. ૭ નાથ. પ્ર.૨જી. ૮ સુવિચારી જોય. પ્ર. ૨જી. ૯ અહીં પ્રાસ મેળવતાં વ્યાકરણ દોષ લાગ્યોછે કેમકે કર્ત્તા બહુ વચને છે. ૧૦ એક સાથીવાંક પડિયો, રામ તુજને પામ્યા, હાથ ચંડાળને ચઢીયો પ્ર. ૨જી.

હું મર્ણ પામ્યો હો મહાવજી, "મારો" કોણ કહેશે;
[1]મોટું દુઃખ મારા મન વિષે, મારો સખો [2]લહેશે. સાધુ. ૧૮
એવે નિદ્રા વશથી જાગિયો, કમળાનો સ્વામી;
પછે ચંદ્રહાસના [3]ચિત્ત વિષે, પ્રગટ્યા અંતર્યામી. સાધુ. ૧૯

## વલણ.

અંતર્યામી પ્રગટ હવા, ચાંડાળ કેરે મનરે;
જન પ્રેમાનંદ એમ કહે, કયમ રહ્યો સુધાર્મિકનો તનરે. ૨૦

### કડવું ૫ મું.—રાગ કેદારો.

નારદજી એમ ઉચરે, પાર્થ વીર શ્રવણે ધરે,
શું કરે પછે તે સાધુનેરે. ૧
ચાંડાળ ચારે જોઇ રહ્યા, સુતને દેખી વિસ્મે થયા,
[4]અંતર્યામી પ્રગટ હવા તેહનેરે. ૨

## ઢાળ.

તેને પ્રગટ હવા અંતર્યામી, આવી બેઠા શ્રીભગવાન;
દુષ્ટ ભાવ ગયો અધર્મીનો, ઉપન્યું અંતર જ્ઞાન. ૩
[5]શ્યામા સુત સ્વજન મનોહર, આપણ તે ઉપર હિત કરિયે;
બાળક તો સર્વેને સરખો, [6]નમાયા ને શેં હણિયે. ૪
એક કહે સાધુને મારિયે, પાપીને પમાડિયે હર્ષ;
એ કર્મ કીધે સાધુ પ્રાણ લીધે, પડિયે કુંભીપાક નર્ક. ૫
† બીજો કહેછે મૂકો એને, શું દુષ્ટ મળતા દુષ્ટ થઇયે;
† એ પુરોહિત પડશે નર્કમાં, આપણ વૈકુંઠ જઈયે. ૬
ત્રીજો કહે માર્યાની વાતે, અંગ તપે છે મારૂં;

---

૧ પણ મોટું દુઃખ મારા મન વિષે, મારા સખાને લેશે. પ્ર. ૧લી. ૨ મૂળમાં જોડણી લેશે એવીછે. સં. લક્ષ્ ઉપરથી લહ્-લહેવું (જોવાના અર્થમાં) થાય. કંઈ લહેવાતું (દીઠામાં આવતું) નથી એમ હજી વપરાય છે. લેવું, લહેવું એ જૂદા ધાતુ છે. ૩ હૃદયા વિષે, આવી રહ્યા અંતરજામી; પ્ર. ૨જી. ૪ અભય પ્રગટ થાતો તેહનેરે. પ્ર. ૨જી. ૫ સ્વામી સુત સર્વ જન્મનો, તે ઉપર એ ન ગણિયે; પ્ર. ૨જી. ૬ તો ન માયા પ્ર. ૨જી. † બીજો કહે એને મૂકીએતો, વિષ્ણું ભક્ત તે થઈયે; વળી પુરોહિતના પુર વિષેથી, આપણ ઊઠીને જઇયે. પ્ર. ૧લીમાં આ પ્રમાણે છે.

એ સાધુ સામું જુએ તેને, હું [1]આગળથી સંઘારૂં. ૭
ચોથો ચતુર થઇને બોલ્યો, સાંભળો એક ઉપાય;
એ સુત ન મરે ને અર્થ સરે, [2]દુષ્ટ નવ દુભાય. ૮
એંધાણ આપિયે અધર્મિકને, એનું અંગ તમો કંઇ કાપો;
અભડાયે નહિ માટે વેગળા, રહી પાળી આપો. ૯
એવું કહીને કુંવરને, છુરિકા કરમાં આપી;
જોતા માંહે જમણા પગની, છઠ્ઠી અંગુલિ કાપી. ૧૦
જ્યાં લગણ વાધતી હતી, આંગળી [3]પ્રાગ મોઝાર;
ત્યાં લગણ બાળકને નહોતો, રાજ્ય તણો અધિકાર. ૧૧
ચાંડાળ ચારે વિસ્મે થયા, સૂત સામું જોઈ;
પીડયા ન [4]પામે અંતર વિષે, પાગે વહેવા લાગ્યું લોહી. ૧૨
પછે અંત્યજ ઉઠીને ચાલ્યા, કહેતા ગયા એક વચન;
નગ્ર ભણી ન આવીશ સાધુ, જાને બીજે વન. ૧૩
[5]એક મૃગ વાટે મુઓ તો, તેનાં લોચન કાઢી લીધાં;
અન્યો અન્યે કે'વા લાગ્યા, કાર્ય આપણાં [6]સીધ્યાં. ૧૪
પછે [7]પુરોહિતને પગે પડિયા, [8]જઇ આપ્યાં એંધાણ;
ધૃષ્ટબુદ્ધિ [9]તે દેખી હર્ખ્યો, [10]સાતા પામ્યો પ્રાણ. ૧૫

## વલણ.

સાતા પામ્યો પ્રાણરે, ચાંડાળને, ધન આપ્યું ઘણુંરે;
[11]પુરોહિતનું હર્ખ્યું મન જે, મિથ્યા વચન થયું મુનિ તણુંરે. ૧૬

### કડવું ૬ ઠું—રાગ ગોડી.

નારદ કહે સાંભળ અર્જુન, પાસે બેઠા છે જગજીવન. ૧
ત્યાં બાળક એકલો કરે વિલાપ, અંતર્ગત અતિ પામે તાપ. ૨
[12]રામ કૃષ્ણ વાણી ઉચરે, રૂદન કરે જળ નયણે ભરે. ૩

---

૧ નિશ્ચે. પ્ર. ૨જી. ૨ ધૃષ્ટબુદ્ધ પ્ર. ૨જી. ૩ પાગ તણે પ્ર. ૨જી. ૪ ન પામ્યો પગ વિષે પ્ર. ૨જી. ૫ વાટ વિષે પ્ર. ૨જી. ૬ સાધ્યાંને ઠેકાણે પ્રાપ્ત થયાં એવો અર્થ. પ્ર. ૨જી. ૭ ધૃષ્ટબુદ્ધિ પ્ર. ૨જી. ૮ એક આંગળી નેત્ર બે એંધાણ. પ્ર. ૨જી. ૯ પ્ર. ૧લીમાં તે નથી. ૧૦ સાતા એકલો વપરાતો નથી પણ સુખસાતા કહેવાય છે. શાંતિ ઉપરથી. ૧૧ પ્રોહિત. પ્ર. ૨જીમાં જ્યાં પુરોહિત શબ્દ આવે છે ત્યાં બધેય ઠેકાણે પ્રોહિત છે. ૧૨ આ લીટી પ્ર. ૨જીમાં નથી.

એવે વન વિષે આવી ચમરી ગાય, પૂંછે કરીને નાખે વાય. ૪
આવ્યા [૧]શુડા વનના કીર, ચાંચે ભરીને લાવ્યા નીર. ૫
પંખી જાત સર્વ ટોળે થયાં, પાંખે છાયા કરીને રહ્યાં. ૬
એવે મૃગ આવી એક ઉભો રહ્યો, સુતને દેખી વિસ્મે થયો. ૭
[૨]મૃગ સ્વામીભાવ મન આણિયો, ચંદ્રમા પડિયો જાણિયો. ૮
એવી આશંકા મૃગે મનમાં ધરી, [૩]ચાટયું રૂધિર આંગળીનું જીભે કરી! ૯
એવે [૪]કૌંતલ દેશ તણો જે રાય, કુલિંદ નામ તેનું કહેવાય. ૧૦
નવનિધ અષ્ટમાસિદ્ધ ઘરસૂત્ર, પણ પેટ ન મળે [૫]એકુ પુત્ર. ૧૧
તે રાજા મૃગયા નીકળ્યો, મહાવનમાં એક મૃગલો મળ્યો. ૧૨
સારંગ ઉપર [૬]સર કર્યો સંધાણ, (ત્યારે) મૃગે જાણ્યું ૭મુઓ નિર્વાણ ૧૩
મૃગ ભય પામી નાશી ગયો, પછે કુલિંદ કુરંગ કેડે થયો. ૧૪
આગળ જાતાં મૃગ થયો અંતર્ધ્યાન, ઉભો રાજા ને થયા મધ્યાન. ૧૫
ભૂલ્યો ભૂપતિ નગરની વાટ, એકલો થયો મનમાં ઉચાટ. ૧૬
એક વૃક્ષ તળે ઉભો ભૂપાળ, એવે રોતો સાંભળ્યો પેલો બાળ. ૧૭
રામ કૃષ્ણ કહી કરે રૂદન, સાંભળી રાજાએ વિમાસ્યું મન. ૧૮
(પછે)જોવા અર્થે અશ્વથી ઉતર્યો, કુંવર ભણી [૮]કુલિંદ પરવર્યો, ૧૯
રાજા આવતો દીઠો જેટલે, પશુ પક્ષી નાઠાં તેટલે. ૨૦
અભ્રમાંથી ચંદ્ર દીસે જેમ, પક્ષી પરાં થયે પુત્ર [૯]શોભે તેમ. ૨૧
(જાણે) [૧૦]વાસવ વિરંચીનો અવતાર, એ નો'ય મનુષ [૧૧]તણો કુમાર. ૨૨
પછે મહારાજા પાસે આવિયો, પ્રેમે પુત્રને બોલાવિયો. ૨૩
કહે કુંવર ! તું [૧૨]કોણ જાત, કોણ પિતા કોણ [૧૩]તારી માત. ૨૪

---

૧ સં. શુક ઉપરથી પોપટ એવો અર્થ થાય, પણ તે જેમને કાંઠલો હોતો નથી અથવા બોલી શકતા નથી એવા જંગલી પોપટને લગાડાય છે, અને બહુ કરીને તેમને શુડાનો અપભ્રષ્ટ હુડા કહેછે. ૨ મૃગને સંદેહ થયો કે રખેને મારો સ્વામી ચંદ્રમા આકાશમાંથી પૃથ્વીપર તો પડયો નથી? આ નિર્ણય કરવાને તેનું લોહી ચાટી જોયું; તે એવા વિચારથી કે જો ચંદ્ર હશે તો અમૃતનો સ્વાદ આવશે ! કેવી ઉંચી કલ્પના ! ૩ પછે પીધું રૂધિર. પ્ર. ૨જી. ૪ કુમાડ દેશ. પ્ર. ૨જી. ૫ એક એના અર્થમાં. એ, ઓ અવ્યયને અર્થે ઉ કોઇકજવાર વપરાય છે. બેઉ બોલાય છે. ૬ સર. પ્ર. ૧લીમાં નથી. ૭ મુઆનું જાણ. પ્ર. ૧લી. ૮ રાયે પ્ર. ૨જી. ૯ શોભીતો. પ્ર. ૧લી. ૧૦ વ્યાસ. પ્ર. ૨જી. ૧૧ તણો પ્ર.૨જીમાં નથી. ૧૨ કોની જાત. પ્ર. ૧લી. ૧૩ કોણ જાત. પ્ર. ૨ જી.

મહારાજાનાં સુણી વચન, [1]વળતું બોલ્યો સાધુ જન. ૨૫
માત પિતા મારે નથી કોય, આધાર એક [2]અચ્યુતનો હોય. ૨૬
એવું સાંભળી હર્ખ્યો ભૂપાળ, મુને [3]કેશવજી થયા કૃપાળ. ૨૭
પરમેશ્વરે મુને આપ્યો કુમાર, ઉઘડયાં મારાં વાંઝિયાં બાર. ૨૮
પછે સુતની કીધી [4]આસ્વાસન, તેડી દીધું આલિંગન. ૨૯
એમ કહી પુત્રને રૂદયા ધર્યો, પે'રાવી વસ્ત્રને સાતરો કર્યો. ૩૦
પછે અશ્વે થયો અસ્વાર, નરપતિ ચાલ્યો નગ્ર મોઝાર. ૩૧
પાળા સેવક [5]ધાયા પુર ભણી, રાણીને કહેવા વધામણી. ૩૨
રાણીને જઈ નામ્યું શિશ, (બાઇ) તમને તુષ્ટમાન થયા જગદીશ.૩૩
પાંચ વર્ષનો હરિએ આપ્યો બાળ, એ [6]લઈ આવેછે ભૂપાળ. ૩૪

## વલણ.

ભૂપાળ બાળકને લાવેછે, હરખ્યું રાણીતું મનરે;
કર જોડી કહે પ્રેમાનંદ, [7]સામી મળી સ્ત્રીજનરે. ૩૫

### કડવું ૭ મું.—રાગ સામેરી.

રૂષિ નારદ બોલ્યા વાણી, તું સાંભળ ગાંડિવ-પાણિ. ૧
સુતનો સમાચાર જાણી, સામી સંચરી રાણી. ૨

#### ઢાળ.

[8]સામા જોવા સુતને કાજે, સામગ્રી કીધી ઘણી,
સાથે તેડી સર્વ શ્યામા, સાહેલિયો પોતા તણી. ૩

---

૧ હાલ અવ્યય રૂપે વળતી રૂપ સર્વ જાતિમાં ચાલેછે. કવિતામાં વળતો વળતું વપરાય છે. ૨ હરિ તણો પ્ર· ૨જી. ૩ તુઠયા શ્રી ગોપાળ. પ્ર· ૨જી. ૪ આસંના વાસનાને ઠેકાણે પદ્યમાં એ રૂપ નથી વપરાતું. ૫ ચાલ્યા પ્ર·૨જી. ૬ અહીં પુંઠેથી. પ્ર· ૧લીમાં વધારે છે. ૭ રાણી ધાઇને રાજાના સામી આવીને મળી એવો અર્થ. જન પુરૂષ વાચક છતાં તે સ્ત્રીને લગાડાય છે. અહીં તેનો અર્થ મનુષ્ય—પ્રાણી એવો સમજવો. કવિજન સાધુજન પંખીજન એમ પ્રત્યય રૂપે પણ તે મૂકાય છે. ૮ શ્યામા (રાણી) તે ઠેકાણે ત્રીજીના અધ્યાહારે કીધી નો કર્ત્તા હોય; પરંતુ પ્રત ૧લીમાં સાહામી છે તે જોતાં તથા બીજી કડીમાં શ્યામા છે તેથી યમક આણવાને વિચારે સામા સામેના અર્થમાં હોય; પણ એમ હોય તો જોવાને બદલે જાવા જોઇએ.

સાંભળ્યું મેં સ્વપ્ન સરખું. [૧]પુત્ર લાવેછે [૨]પતિ !
મન માંહે મા'લી સામી ચાલી, મળવાને મેધાવતિ. ૪
વહેવારિયાં સર્વે સંચર્યાં, વહેલ સુંદર જોતરી ;
નગ્રની નારી નિસરી બાહર, થાળ મોતિયે ભરી. ૫
[૩]પાળે પાગે અતિ અનુરાગે, માતા તે મળવા આવી;
અતિ પ્રેમ કીધો રૂદયશું લીધો. મોતીડે વધાવી. ૬
શુભ લગ્ન શુભ નક્ષત્રે, શુભ તિથિ [૪]રવિવાર;
ગાજતે વાજતે ઘેર આવ્યો, કુલિંદનો કુમાર. ૭
[૫]કુળ કર્મ કીધું દાન દીધું, ગીત ગાયે સર્વ સુંદરી;
મહારાજાયે જોશી તેડાવ્યા, લખાવા પુત્રની જન્મોતરી. ૮
જન્મોતરી લખી બોલ્યા રૂખી, [૬]મહા મહિમા બાળક તણો;
ભૂમંડળમાં ભૂપતિ ભાગ્યવંત, થાશે અતિ ઘણો. ૯
એનું વદન ચારૂ સોમ સર્ખું, જાણે સોળકળા પ્રકાશ;
[૭]હસી રહ્યું માટે નામ એનું, ધર્યું આજથી ચંદ્રહાસ! ૧૦

## વલણ.

ચંદ્રહાસ નામ સુતનું સુણી, રીઝયો રાય કુલિંદરે;
પછે કોણ રીતે ભણ્યો કુંવર, તે કહે પ્રેમાનંદરે. ૧૧

### કડવું ૮ મું.—રાગ કલ્યાણી.

મહારાજાયે [૮]વિમાસ્યું, દિન જોયો એક વારૂં;
પુત્રને ભણવાને કાજે, ઘેર તેડ્યો અધ્યારૂ. ૧
ત્યાં સોંપી આપ્યો પુત્રને, ભણવાને ભૂપાળે;
અશ્વે થઇ અસ્વાર કુમાર, ગયો નિશાળે. ૨
ત્યાં [૯]ખડખડ હશીઓ સાધુ, [૧૦]દેખીને સઘળો સાથ;
[૧૧]શું ભણોછો [૧૨]સર્વે ભૂર, મૂકી બ્રહ્માંડનાથ. ૩

---

૧ જે પુત્ર. પ્ર· ૨જી. ૨ મહીપતિ. પ્ર. ૨જી. ૩ પળે તે. પ્ર. ૨જી. ૪ રવિ. પ્ર· ૨જીમાં નથી. ૫ ચોલ કર્મ. પ્ર. ૧લી. ૬ એ મહિમા. પ્ર·૧લી. ૭ એનું હસી રહ્યું વદન માટે, નામ અહેતું ચંદ્રહાસ પ્ર· ૨જી. ૮ અહીં વિમર્ષ ઉપરથી 'વિચારવું—તજવીજ કરવી એવો અર્થ. ૯ બડબડ પ્ર. ૨જી. ૧૦ દેખી નિશાળિયા. પ્ર. ૨જી ૧૧ એ શું ભણોછો ચંદ્રહાસ કહેછે, જપો વૈકુંઠનાથ; ચંદ્રહાસ કહેછે સર્વને, તમો ભણો શ્રી ભગવાન; હરિભક્ત ત્યાં હરિમળે, નિર્મળ થાયે વાણુ. પ્ર. ૨જીમાં આવી બે લીટીઓ પછી કકોછે. પ્ર. ૧લીમાં નથી. ૧૨ પ્ર. ૨જીમાં જ્યાં કકો પુરો થઈ રહ્યો છે ત્યાં બગડા અને ત્રગડાવાળી પ્ર. ૧લીની લીટીયોને કંઇક મળતી બે લિટીયોછે તેમાં ભૂર મૂખથી 'છે.

તમો [1]ગુરૂ કરો ગોવિંદને, જેથી ન નિસરે વાંક;
[2]નિર્મળ નામ નારાયણ ભણિયે. એથી (બીજું) આડો આંક. ૪
ત્યારે નિશાળિયાએ મુકયું [3]ભણવું. સર્વે પાસે આવી બેઠા;
પ્રગટ્યાં [4]સર્વેને નિજ જ્ઞાન, ભગવાન અંતર પેઠા. ૫
નિશાળિયા પ્રત્યે ચંદ્રવદન, એમ બોલ્યો વાણી;
સાંભળો નિશાળિઆનો સાથ. નાથની કહું કાણી. ‡૬

---

૧ ગોર. પ્ર. ૨જી. ૨ **आपण माइकांकलां एश्रीमुरार ।** અહીં પ્રમેશ્વરનો આંક પ્ર. ૧લી. ૩ ગર્વે. પ્ર. ૧લી. ૪ સર્વેને પ્ર. ૨જીમાં નથી.

**‡ જ્ઞાનકક્કો.**

કક્કો કેવળ મૂખે ભજો, કામ ક્રોધ મદ મચ્છર તજો;
ચંદ્રહાસ ઉગાર્યો હરિ, કકે કેવળ કરૂણા કરી. ૧
ખખે ખખારી ખળભળો, ક્ષમાયે મળે શામળો;
ધ્રુવને આપ્યો અવિચળ ઠામ, ખખે કીધું ખરૂં કામ. ૨
ગગે ગોકુળ ગૌ ચારી, કાલિંદીમાં નાથ્યો કાળી;
નંદ તણે ઘેર રમે નાથ, ગગે ગોવાળાની સાથ. ૩
ઘઘે ગોવર્ધન ધર્યો કહાન, ઇંદ્રનું ટાળ્યું અભિમાન;
મહોત્સવ કીધો મન ધરી, ઘઘે સંતોષ્યો ગોવર્ધન હરિ. ૪
નને નટુઓ થઇને રમે, બીજ નારીના મનમાં ગમે;
બ્રહ્માદિક નવ પામે પાર, નને ન્યાલ કીધી ગોકુળની નાર. ૫
ચચે ચતુર્ભુજને મળો, ગર્ભ વાસનો ફેરો ટળો,
ભવસાગરમાં તારે જેહ, ચચો અક્ષરે ભણિયે તેહ. ૬
છછે છોકરાં નહાનાં બાળ, સુખે ભજો શ્રી ગોપાળ;
ગર્ભવાસનો ફેડે ઠામ. છછાનું છે મોટું નામ. ૭
જજે જરાસંઘ ભૂપાળ, ભીમને હાથે આણ્યો કાળ;
કૃષ્ણ કાળિયે કીધું કામ, જજે જરાસંઘનો ફેડ્યો ઠામ. ૮
ઝઝે જાયા શ્રી જગદીશ, વાસુદેવને દીધી શીખ;
કંસને મારીશું અમો, ઝઝે જગદીશ ભજજો તમો. ૯
ટટે ટિટોડીનાં બાળ, બળતાં રાખ્યાં શ્રી ગોપાળ;
ઊગ્રસેન કીધો ભૂપાળ, ટટે ટીકો કીધો ભાળ. ૧૦
ઠઠે ઠાકોરને ભાઈ ભજો, માયા મમતા મનથી તજો;

[1]કરો નિર્મળ મૂખ કમળશું, [2]નેહ દેહ છે કાચી;

પરનિંદા મૂકો પરહરી, ઠઠે ઠાકોર કાં ચૂકો હરી. ૧૧
ડડે દિગમ્બરને ભજો, પ્રપંચ પાખંડ લંપટ તજો;
ડડે ડગલાં ભરજો ભાઇ, દેવ દેરાસર જાજો ધાઇ. ૧૨
ઢઢે ઢીમરનું કીધું કામ, વૈકુંઠ પદ આપ્યું ધામ;
સમરે સંસાર મોહ તરશો, નહિંતો ઢણકતા બહુ ફરશો. ૧૩
રેણે રેણુકા જે સતી, જમદગ્નિ સરખા તેને પતિ;
પરશુરામ લીધો અવતાર, રેણે ગૌતમ તારી નાર. ૧૪
તતે ત્રિકમ સાથે તાળી, કામ ક્રોધ દેજો પ્રજાળી;
માયા મમતા મૂકો મામ, તતે ત્રિકમ સાથે કામ. ૧૫
થથે થર થર ધ્રુજશો, જ્યારે જમકિંકર દેખશો;
માટે લેજો પ્રભુનું નામ, થાશે સિદ્ધ તમારાં કામ. ૧૬
દદે દ્વારકાં સરખું ગામ, ત્યાં વિશ્વકર્માયે કીધું કામ;
ત્યાં ગોમતીજીનો છે વાસ, દદે દયા કરી દામોદરદાસ. ૧૭
ધધે ધરણીધરનું નામ, સમસ્ત દેવનાં કીધાં કામ;
ગઈ પૃથ્વી ગાયને રૂપ, ધધે વિનવિયા ધરણીધર ભૂપ. ૧૮
નને નારાયણનું નામ, સમરે આપે ઉત્તમ ઠામ;
અજામેલ મહા પાપિ જેહ, નને નારાયણ તાર્યો તેહ. ૧૯
પપે પટકૂળ પૂર્યાં ભગવાન, પંચાલીનું રાખ્યું માન;
જો સભામાં સમર્યા હરિ, પપે પટકૂળ પૂર્યાં અંત્રિક્ષે કરી.૨૦
ફફે ફરસી ગ્રહી પૂર, સહસ્ત્રાર્જુન કીધો ચૂર;
પૃથ્વી નક્ષત્રી કીધી, ફફે ફરશુરામે ફરસી લીધી. ૨૧
બબે બીક કોની ના ધરો, (અને) લોક લાજ તમે પરહરો;
હરિ ગાવાની રાખો હામ, બબે બુડતાં રાખો શામ. ૨૨
ભભે ભવની ભેડી ભાગી, હરિ સંગાથે લે' લાગી;
હરિ ગાવાનું રાખો જોર, ભભે ભિલડીનાં ચાખ્યાં બોર. ૨૩
મમે માયા મૂકો બાળ, રૂદયાની ત્યાં કાપો જાળ;
ભસ્માંગદ બાળ્યો છે જ્યાંહ, મમે માયા રૂપ લીધુંછે ત્યાંહ.૨૪

૧ કરો મંત્ર કમળા એણશું પ્ર· ૨૭. કમળના જેવું મુખ નિર્મળ એટલે શુદ્ધ કરો એવો અર્થ બેસે. પરંતુ સંબંધ પૂર્વક સ્પષ્ટ થતો નથી. કંઇ શબ્દ પડયો હોયતો કોણ જાણે. ૨ મન પ્ર. ૧

જજે જરાનું લીધું રૂપ, ધરડા થયા લક્ષ્મીવર ભૂપ;
અહિલોચનને પેટીમાં ભાર્યો, જજે જગદીશે તે માર્યો. ૨૫
રેરે રણસ્થંભ જઇ રોપ્યો, કૃષ્ણ કૈરવને કોપ્યો;
ધૃતરાષ્ટ્રને કહ્યો વિવેક, રેરે રાજ આપ્યું પાંડવને છેક. ૨૬
લલે લક્ષ્મીવરને નમો, સંસારમાં શું ફોગટ ભમો;
એહ ભણી શું કરશો કામ, લલે લક્ષ્મીવરનું નામ. ૨૭
વવે વામન રૂપ લીધું હરિ, બલિ ચાંપ્યો રૂદે પગ ધરિ;
પછે પાતાળનું આપ્યું રાજ, વવે વામનજીયે કીધું કાજ. ૨૮
શશે તો માર્યો શિશુપાળ, મુખેથો કહ્યો ભરવાડ;
રાજસૂયનું કીધું કામ, શશે શિશુપાળનો ફેડયો ઠામ. ૨૯
બીજો સસો કહીએ જેહ, ભક્તને વહાલો છે તેહ;
રાવણને ત્યાં માર્યો ઠામ, સસે સીતાનું કીધું કામ. ૩૦
હયે હિરણ્યકશિપુ તે ભૂપ, તે માટે લીધું નરસિંહ રૂપ;
પ્રલ્હાદની ત્યાં પીડયા ટળી, હયે હેત ધરીને રાખ્યો હરિ. ૩૧
શ્રીકાએ કહીએ શ્રીકૃષ્ણ, પાંડવનું ત્યાં કીધું પ્રશ્ન;
જ્યાં ભક્તને પીડયા થાય, ત્યાં શ્રીકૃષ્ણજી વા'રે ધાય. ૩૨
ઉયે ઉષ્ણ ઉદકે ના'યો, શ્રીકૃષ્ણની સેવાને ધાયો;
પરદારાનો મૂકો સંગ, ઉયે ઉલટ આણો અંગ. ૩૩
અએ અહંકાર તમે મૂકો, ડાહ્યા થઇ શામાટે ચૂકો;
જઈ રહેશો તમો વન જ્યાંય, ઓંકાર કહેજો ધટ માંય. ૩૪
ત્રયે ત્ર્યંબક જેનું નામ, રામે ભાજ્યું છે તે ઠામ;
સીતાને વરિયાછે જ્યાંહ, ત્રાસ પામ્યો રાવણ ત્યાંહ. ૩૫
ક્રયે ક્રીડા કરી બહુ રૂપ, ભક્તનાં દુઃખ ટાળ્યાં ભૂપ;
સંભાળ તો સહુની લીધી, ભક્તની બહુ રક્ષા કીધી. ૩૬
પ્રયે પરીક્ષિત્ ભૂપાળ, શકે ઓરમાં પેઠો કાળ;
ધૃતરાષ્ટ્ર સરખા આવ્યા જાણ, પરમેશ્વરે લીધા પ્રાણ. ૩૭
પુયે પૂરણ તમે સાંભળો, સુણી શબ્દ કૃષ્ણને મળો;
સંસારમાં સારછે જેહ, પુયે પરમેશ્વર છે તેહ. ૩૮
દ્રયે દ્રાશો જ્યારે બાળ, જો રાખશો હરિશું તાલ;
જો ધ્યાન હરિશું રાખશો, દ્રયે ઠામ બેસે ત્યાં કરશો. ૩૯

[1]ત્રિગુણ રહીત વિશ્વ રાચે, જેને નારદજી નમે;
[2]હરિની ગતિ મહા ગહન, ડુલ્યો ભૂલ્યો બ્રહ્માજી ભમે. ૮
ભાઇરે નરહરજીને વંદો, [3]નિંદો પુત્ર પરિવાર;
જે [4]ચૌદ ભવનનો ધીશ [5]કા'વે, [6]નવ લહે તેનો પાર. ૯
છૂટો માતાના ગર્ભ [7]પાશ, અવિનાશ અંતર આણો,
[8]આ જગમાં જગદીશ, અનુભવ એવો જાણો. ૧૦
ઝાંઝવાં [9]એ સંસાર વીરા, મૃગતૃષ્ણા જેવું;
માટે નરહરજીનું નામ, [10]સાત કામ મૂકી લેવું. ૧૧
ટાળો ભાઇઓ મનનો દ્વેષ, એક જાણો અવિનાશી;
[11]ઠાલો એકો ઠાર નથી, મુરાર રહ્યો પ્રકાશી. ૧૨
[12]ડગભર જો વિચારિયે. નારી માયાની જાળ;

---

ઇયે ઇશનો લેજો પાર, ધ્યાન ધરી બેસો તે વાર.
ત્યાં પાર્વતી કરે છે ઘટ, ઈશે આણી ગંગા જટ. ૪૦
રૂપે રૂડાં કરજો કામ, શિવનું ત્યાં લેજો નામ;
શ્રી ત્રિપુરારી મુખે ભાંખો, રૂપે એ રૃદયામાં રાખો. ૪૧
‡એ કકો ત્યાં ભણીઓ બાળ, વૈકુંઠ પદ પામ્યો તત્કાળ;
જો શ્રીકૃષ્ણજીએ કૃપા કરી, ચંદ્રહાસ ઉગાર્યો હરિ. ૪૨

---

૧ નિર્ગુણ રહીત. પ્ર. ૨જી ૨ આ લીટિ પ્ર. ૨જી માં અર્ધી છે. ૩ નિંદો પ્ર. ૨જીમાં નથી. ૪ ઉદભવન પ્ર. ૨જી. ૫ કા'વે. પ્ર. ૨જીમાં નથી. ૬ ઇશનો લેજો પાર; પ્ર. ૨જી. ૭ નિવાસ પ્ર. ૨ જી. ૮ આ લીટી પ્ર. ૨જીમાં છેજ નહિ. ૯ છે સંસાર. પ્ર. ૨જી. ૧૦ સત્ય. પ્ર. ૨ જી. ૧૧ વેગળો નથી એકુ ઠાર. પ્ર. ૨જી. એકો=એકપણ. સુરત તરફ એ કેને ઠેકાણે એ રૂપ ચાલે છે. ૧૨ ઠગ ભારજા વિચારિયે પ્ર. ૨જી. કક્કાના અનુક્રમે અક્ષર આવવા જોઇએ પણ એ કડીનો અર્થ તાણ્યો તુસ્યો થાયછે.

---

‡ આ કકો પૂરો થયા પછી એની એ પ્રતમાં બીજો કકો આવે છે તે પ્રત ૧લીમાંથી જે કડવાની માંહે લીધો છે તેજ છે. આ કકો છે ઘણો સારો, પણ તે કોઇ આધુનિક કવિયે કર્યો હોય એમ લાગેછે; કેમકે લેખકે કડવા-માં અધવચ લીધોછે. કડવાના રાગ સાથે તે મળતો નથી. કકો પૂરો કરીને વળી તેજ કડવું અધુરું રાખેલું આગળ ચલાવ્યું છે. કકાનો ક્રમ ગામઠી નિશાળોમાં ચાલે છે તેવો છે. એ કોઈ બીજા કવિનો જાણી ટીપમાં દાખલ કર્યો છે.

[૧]ઢુંકડું માથે મૃત્યુ, સત્ય નહિ મૂકે કાળ. ૧૩
[૨]રણે છૂટશો આ અવતાર, બીજીવાર ગર્ભે નહિ આવો;
પણ ત્રણ લોકને માંય, [૩]વિષ્ણુ કોણે નથી [૪]વહાવો. ૧૪
સ્થાવર જંગમ જેહ, એહ રહ્યો વિસ્તારી;
દેવ વૃક્ષ દયાળ, [૫]ડાળ ચારે પ્રસારી. ૧૫
ત્યાં ધ્યાન ધરો ઊંચે પાગ, મુખ ભાગ હેઠો રાખી;
નમો નીચા થઈ ગોપાળ, [૬]ડાળ દોરડું નાખી. ૧૬
ત્યાં પત્ર ત્રિભુવનરાય; છાયા કરીને રહેશે;
પછે ફળ [૭]મુગતનુ દ્વાર, [૮]ચતુર્ભુજ કહેશે. ૧૭
પછે બંધ છૂટશો બાળકા, [૯]કાળ કર્મ નહીં દેખે;
ભમવું નહીં પડે આગળે, કાગળ ચઢશે લેખે. ૧૮
મન મારી કર ચૂર, શૂર શામાટે ન થઈયે.
જક્તનો જગદીશ [૧૦]ઇશ, રૂપ ભૂપ [૧૧]જેવું લહિયે. ૧૯
નથી રાતો પીળો રંગ, સંગ લક્ષ્મીનો જેને;
લેશે હરિનું નામ, ઠામ અવિચળ તેને. ૨૦
[૧૨]બલિ ત્યાંહાં વામનને વૈરાટ, ચોવ્રાટ ચાલે જેનો;
સમરે તે તરે સંસાર, ભાર ન [૧૩]રહે કેનો. ૨૧
હરિ ખોળી લોરે મૂઢ, ગૂઢ અહમેવ મૂકી;

---

૧ ઢુંકડું માથે છે પ્ર· ૨જી. ૨ પાછલા ને આ ભવનું દેવું જો આ અવતારમાં છૂટશો, તો ફરી ગર્ભમાં આવવાનું નહીં થાય. દેવું એટલે જે અધર્મ કર્યા હોય તે તથા જે કર્તવ્ય ન કર્યું તે. ૩ વિશ્વરાયે નથી વહાવો; પ્ર· ૨. ૪ વહવાવો છેતરાવાના અર્થમાં. કોણે શકય ભેદનો પંચમી અર્થે કર્તા. પહેલી પ્રતમાં વહાયો છે. ૫ દયાળુ ઈશ્વર રૂપી વૃક્ષે ચારે તરફ ડાળો પસારેલી છે એવો અર્થ. ૬ જાળમાં રહે જાંખી પ્ર·૧. ૭ ઇશ્વર પ્રત્યે સંલગ્ન થવાનું રૂપક મઝેનું છે. ૮ પછી મુક્તિ રૂપી ફળનુંદ્વાર ઈશ્વર કહી દેશે. ૯ એકમાં કર્મ ને બીજીમાં કરમ છે. કદાશ ક્રમ વધારે ઠીક પડે. એ કડીને છેડે કાગળ ચઢશે લેખે એ પદ છે, તેનો અર્થ સ્પષ્ટ થતો નથી. બંને પ્રતમાં એમજ છે. ૧૦ ઈશ પ્ર. ૨જીમાં નથી. ૧૧ જન પ્ર· ૧ લી. ૧૨ વળી નહિ વાનને વૈરાગ્ય, ચોવટ ચાલરે જેનો; પ્ર. ૧લી. ૧૩ રાખે પ્ર. ૨ જી.

સંસાર ગયો સર્વે [૧]દુઃખે, રખે ચાલતારે ચૂકી. ૨૨
હરિ મળે મ્હોટો હર્ષ, નર્ક થકોરે નિવારે;
[૨]ક્ષમાએ મળે વિશ્વરાય, સંસાર સમુદ્ર તારે. ૨૩
એ કહ્યું કકાનું જ્ઞાન, [૩]ભગવાને બુદ્ધજ આપી;
કર જોડી કહે પ્રેમાનંદ, ગોવિંદે દુર્મતિ કાપી. ૨૪

## વલણ.

કાપી દુર્મતિ ગોવિંદે, એમ કહે હરિ જનરે;
સાધુ સંગે નિશાળિયાને, લાગ્યું રામશું મનરે. ૨૫

### કડવું ૯ મું. રાગ મારૂ.

નારદજી એમ ઉચ્ચરે, શુણ હસ્તિનાપુર [૪]રાજનરે;
[૫]ચંદ્રહાસ [૬]પ્રત્યે નિશાળિયાને, અંતર ઉપન્યું જ્ઞાનરે. ૧
અધ્યારૂ અમથો રહયો, કીધો ચંદ્રહાસનો સંગરે;
પાટી પાટલા પછાડ્યા પૃથ્વી, લાગ્યો રામ સંગાથે રંગરે. ૨

## ઢાળ.

રામ સંગતે રંગ લાગ્યો, સર્વને અંતરમાંય;
સુતની વિદ્યા સાંભળીને, હૈડે હર્ખ્યો રાય. ૩
હરિ કીર્ત્તન મંદીર મંદીર, મુખે કહે માવજી નામ;
દેહ દમન હરિ ભજન, [૭]વૈષ્ણુવ સર્વે ગામ. ૪
એમ કરતાં પુત્ર પ્રૌઢ થયો, રાજ રીત સર્વે લીધી;
પૃથ્વી [૮]ગઇ પોતાની વાળી, [૯]દિગ્વિજે ત્યાં કીધી. ૫
જીતી સર્વે વશ કીધા, દેશ દેશના રાય;

---

૧ દેખે પ્ર. ૨ જી. ૨ મર્યો મળે, વિશ્વાધાર સંસારથી તેને તારે પ્ર. ૨ જી. ૩ ભગવાન બુધ ઘટે તે આપી; પ્ર. ૨ જી. ૪ પ્રાસ મેળવવા રાજાન પણ કવિતામાં લખાય છે. ૫ સાધુ સંગે નિશાળિયાને, ઉપન્યું અંતર જ્ઞાનરે; પ્ર. ૨ જી. ૬ પ્રતિ ઉપરથી, સાથે એવો અર્થ લઇએ તો બંધ બેસે. ખરે ખરૂં ચંદ્રહાસ મારફત–વડે–થી એવો અર્થ છે. પણ તે અર્થ પ્રત્યેનો થતો નથી. ૭ વિષ્ણુવ થયું સઘળું ગામ. પ્ર. ૨ જી. ૮ ગએલી (પૃથ્વી) પાછી વાળી. ૯ નર જાતિ છતાં કવિએ નારી જાતમાં વાપર્યો છે. " જે " ને નારી જાતિમાં વાપરે છે ખરા.

છત્ર ચામર ધન આપી, લાગે. કુલિંદને પાય. ૬
પછે ચંદ્રહાસે યજ્ઞ કરીને, આપ્યાં ભિક્ષુકને દાન;
ભાટ ચારણ બંદીજન [1]ગુણી, સંતોષ્યા રાજાન. ૭
[2]એવે કૌંતલપુર વિષે, પ્રોહિત ધૃષ્ટબુદ્ધિ જેહ;
એક દહાડે તે અહંકારી, અંતર [3]વિચારી તેહ. ૮
દેશ દેશાંતરના રાજા, જીતીને વશ કીધા;
છત્ર ચામર ધન લેઇને, [4]દંડ તેહને દીધા. ૯
[5]કૌંતલ દેશતણો જે રાજા, કુલિંદ એવું નામ;
અગિયાર વર્ષ વહી ગયાં, નથી આપ્યો એકુ દામ. ૧૦
વાંઝિયો થયો અહંકારી, [6]હાવે દેઉં એને શીખ;
નગ્ન એનું લેઉં લૂંટી, કરૂં માગતો ભીખ. ૧૧
એવું [7]વિચારી મહારાજાયે, સેન તત્પર કીધું;
ફરફરે ધ્વજા ને હસ્તી [8]હલકાર્યા, [9]દુષ્ટે દુંદભિ દીધું. ૧૨
ધૃષ્ટબુદ્ધિ કહે [10]યોદ્ધાને, એનો દેશ કરો નરેડાટ,
એવે સમે સામા મળ્યા, બંદીજન ને ભાટ. ૧૩
તેણે પુરોહિતની પાસે આવી, ચંદ્રહાસ વિખાણ્યો;
કુલિંદનો કુંવર મહા પરાક્રમી, પછે પાપિયે જાણ્યો. ૧૪
ધૃષ્ટબુદ્ધે બંદીજનને, પૂછિયો સમાચાર;
દાસ [11]મારો વાંઝિયો (તેને), ક્યાં [12]થકો કુમાર. ૧૫

---

૧ ગુણુ ગાંધર્વ. પ્ર. ૨જી. ૨ એ કથા અહીંથી રહી કૌંતલદેશ વિષે ધૃષ્ટબુદ્ધિ જેહ. પ્ર. ૧. ૩ વિચારે અથવા વિચાર્યું જોઈએ. વિચારી કૃદંત હોવાથી કોઇ ક્રિયાને સંબંધે આવે. ૪ દંડવત પ્ર. ૧ લી. ૫ કૌંતલ તે કુંતલ રાજાનો દેશ, એટલે ધૃષ્ટબુદ્ધિ સંબંધી ઉપર આઠમી કડીમાં કૌંતલ લખ્યું છે તે બરાબર છે. કુલિંદ રાજા કૌંતલનો હોઈ શકે નહીં. પછી તે એજ દેશના કોઇ ગામનો રાજા એમ કદાશ લેવાય. કુલિંદ દેશ કુરૂદેશની ઉત્તરે, અને તેની રાજધાની ચંદનાવતી હતી. ત્યાંનો એ રાજા હોય. કુંતલ રાજાની નગરીનું નામ પણ કૌંતલ હતું. ૬ હાવું એને દેવું. પ્ર. ૨ જી. ૭ જાણી પ્રત ૨ જી. ૮ લલકાર્યા પ્રત ૧ લી. ૯. ધૃષ્ટબુધ્ધે પ્ર. ૨ જી. ૧૦ યોદ્ધ સર્વને પ્ર. ૨જી. ૧૧ મહારો તેહને પ્ર. ૧લી. ૧૨ છઠીની પેઠે પાંચમીનો પ્રત્યય કોઈવાર જાતિલે છે તેનો આ દાખલો છે.

યાચક કહે સાંભળિયે સ્વામી, (જે) કુલિંદ નામે રાજન;
એક દહાડે મૃગયા રમવા, નીસર્યો હુતો વન. ૧૬
સારંગ વળતો ગયો નાશી, ઉભો રહ્યો ભૂપાળ;
(એવે) [1]આરત નાદે દામણો સરખો, રોતો સાંભળ્યો બાળ. ૧૭
ક્રોધે કાપી આંગળી પગની, પુત્ર પૃથ્વી પડિયો;
[2]ચંદ્રવદન જેહનું તે, કુલિંદને પુત્ર[3] જડિયો. ૧૮
અશ્વથી ઉતરી રાજાયે તે, બાળક રૂદયા શું લીધો;
વાંઝિયો ટાળ્યો વિશ્વંભરે, પુત્ર આપી પનોતો કીધો. ૧૯
તે રાજાયે આપિયું, [4]સરવ રાજધાન;
પૃથ્વી તળમાં નવ મળે, તે સરખો [5]કો બળવાન. ૨૦
યજ્ઞ કરીને ચંદ્રહાસે, આપ્યાં [6]ભિક્ષુકને દાન;
તે પાસેથી અમો [7]આવું છું. તમ પાસે રાજાન. ૨૧
એવું સાંભળી પુરોહિતને, [8]અંતર અગ્નિ લાગ્યો;
સાંભળ્યો દાસીનો [9]નંદન, ભાલો રૂદેમાં વાગ્યો. ૨૨

## વલણ.

વાગ્યો ભાલો વન્હિ લાગ્યો, પાપીના રૂદે [10]વિખેરે;
કાંઈ કપટે મારૂં એહને તો, રાજ હું કરૂં સુખેરે. ૨૩

### કડવું ૧૦ મું. રાગ સારંગ.

તાલાવેલી લાગી પાપીને, સુણી યાચક તણારે[11] વચન;
[12]ગાલવિયાનું કહ્યું થાશે, દાસીનો પરણશે તન. તાલાવેલી૦ ૧
એવું સાંભળી ચાલ્યો પાપી. સેના તેડી સાથ;
એવે સમાચાર પહોંચ્યો, જ્યાં કૌંતલ દેશનો નાથ. તાલાવેલી૦ ૨
કુલિંદ રાજા ઉઠયો ભડકી, ધ્રુજવા લાગ્યો આપ;

---

૧ આરત્યના દામણે સાદે પ્ર.૧લી. ૨ મૂખ જેતું પ્ર.૧લી. ૩ પુત્ર પ્ર.૧લી માં નથી. ૪ માત્રા ખૂટે છે તેને નો અધ્યાહાર પણ છે. ૫ કો પ્રત ૨જીમાં નથી. ૬ આપ્યાં વિપ્રને પ્રત ૨જી. ૭ કર્તા બહુ વચને છતાં આમ ક્રિયાપદ કોઈવાર એક વચને વપરાય છે, "અમો છું વૈષ્ણવ જન" ૮ આભ્યંતર પ્રત ૧લી. ૯ તન પ્રત ૧ લી. ૧૦ ષ ને ઠેકાણે બોલવા લખવામાં ખ વપરાય છે, ષ લખેલો હોય, તોપણ ખ ની પેઠે બોલે છે. ૧૧ રે પ્રત ૨જી. માં નથી. ૧૨ ગાલવનું ધિક્કારદર્શક રૂપ.

હવે શું થાશેરે [1]વિધાતા, પ્રધાન [2]મેળશે પાપ. તાલાવેલી૦ ૩
મેં ઘણાં વર્ષ થયાં પાપીને, નથી આપ્યું સુવર્ણ;
તે માટે જાગીને આવ્યો, હવે પમાડશે મર્ણ. તાલાવેલી૦ ૪
પછે કુલિંદ કુંવરને તેડી, મળવા સામો સંચરિયો;
પિતા પુત્રને આવતા દેખી, રથથી પ્રધાન ઉતરિયો. તાલાવેલી૦ ૫
ધાઇને આલિંગન દીધું, ધૃષ્ટબુદ્ધિ બોલ્યો વાણી;
ધન્ય ધન્ય કુલિંદરાજા મેં, તમારી મૈત્રી જાણી. તાલાવેલી, ૬
પરમેશ્વર [3]તુજને પ્રસન્ન થયા, પુત્ર પાંચ વર્ષનો લાવ્યો;
વાંઝિયા બાર ઉઘડયું તારૂં, સમાચાર મુજને નવ કા'વ્યો. તાલાવેલી. ૭
એવું સાંભળીને મહારાજાનું, હર્ખ્યું અતિશે ચિત્ત;
ભાગ્ય મ્હારૂં ઉદે થયું, પ્રધાને [4]ત્રેવડી પ્રીત. તાલાવેલી. ૮
(પછે) ગાજતે વાજતે આવ્યા [5]ગામમાં, આપ્યા ઉત્તમ ઉતારા;
સહસ્ર એક મોકલ્યા સેવક, સેવાના કરનારા. તાલાવેલી. ૯
શાક પાક [6]સ્વાદિષ્ટ અન્ન, રાયે રસોઈ કરાવી;
સર્વે મળીને ભોજન કીધું, જેને મનમાં [7]આવી. તાલાવેલી. ૧૦
સુભટ માત્ર સભામાં બેઠા, પ્રધાન બોલ્યો વચન;
આજ જવું [8]પડયું ઉતાવળું, મુને પાછાં ફરી ભવન. તાલાવેલી. ૧૧
તમો પિતા પુત્ર [9]મળવાને આવ્યા, પણ કાર્ય એક વિસરિયું;
[10]ભેગા મળ્યા ને ભોજન કીધું, [11]સુખ પામ્યે સાંભરિયું. તાલાવેલી.૧૨
તમશું મુજને [12]ગોષ્ટ કર્યાની, ઘણી હુતી ઈચ્છાય;

---

૧ વિધાત્રા પ્રત ૨. વિધાતૃ–વિધાત્રા ( નસીબ લખનારી દેવી ) ઉપ–રથી વિધાતા અપભ્રષ્ટ. વિધાતા શુદ્ધ શબ્દ વડે બ્રહ્મા એવો અર્થ થાય. ૨ મેળ-વશેના અર્થમાં. ૩ તુજને પ્ર૰૧લીમાં નથી. ૪ પ્રીત ત્રેવડવી એગ હાલ વપરાતું નથી. સગાં વહાલાંને ત્રેવડવાં, ત્રેવડ ત્રીજો ભાઇ એમ બોલાય છે. ત્રેવડવું એટલે વિવેકથી ખરચવું, વાવરવું. ૫ નગ્રમાં પ્ર૰૧લી. ૬ સ્વાદ કીધું, અન્ન રસોઇ નિપાઇ; પછે સર્વે મળીને ભોજન કીધું, તેના મનમાં આવી અદેખા-ઇ; પ્ર૰ ૨જી. ૭ રસોઇ અધ્યાહાર કર્તા લે તો નારીજાતિ સંભવે. કદાચ ભાવીને ઠેકાણે લેખકોએ લખ્યું હોય. ૮ પડશેના અર્થમાં મૂકાયું છે. એજ રીતે ૧૩મી કડીમાં પણ છે. ૯ અર્થે આવ્યા પ્ર૰ ૧લી. ૧૦ ભેડયા પ્ર. ૨જી. ૧૧ હવે સુમામે તે સાંભરિયું. પ્ર, ૨જી. ૧૨ ગોઠ પ્ર. ૨જી.

પણ આજ ઉતાવળું જાવું પડયું, મુને કૌંતલકા [1]દેશને માંય. તાલાવેલી.૧૩
[2]અગોપ વાત મારા મન તણી, તે મદન પુત્રથી થાય;
પત્ર લખીને મોકલું [3]પણ, કોય એવો નથી જે જાય. તાલાવેલી. ૧૪
(પણ) વાટમાં વાંચે નહિ એવો, સાધુ તમારો તન;
પત્ર લખીને મોકલો [4]પુત્રને, મળવા ઇચ્છેછે મદન. તાલાવેલી. ૧૫
એવું સાંભળીને મહારાજાયે, સમીપ તેડાવ્યો ચંદ્રહાસ;
પિતા કહેરે પુત્ર [5]લેઈ પધારો, મદન મિત્રને પાસ. તાલાવેલી. ૧૬
કુંવર કહેરે મુને મોકલોછો, વણુવિચારે ભૂપ;
[6](પણ) તાત તમારૂં કહ્યું કરવું [7]મારે, જો નાખો અંધારે કૂપ. તાલાવેલી.૧૭
એવે પત્ર લખ્યું પાપીએ, કૌંતલપુર નિજ ગામ;
સકળ ગુણ શિરોમણી, સુત મદન એવું નામ. તાલાવેલી. ૧૮
અહીં ચંદ્રહાસ મોકલ્યો છે, માન ઘણેરૂં દેજો;
અમો તમારા કિંકર છું, એમ કાલા થઈને કે'જો! તાલાવેલી. ૧૯
રૂપ ના જોશો રંગ ના જોશો, ન પૂછશો [8]ઘરસૂત્ર;
મુહૂર્ત માત્રમાં વિષ દેજો, [9]ઘણું શું લખિયે પુત્ર; તાલાવેલી. ૨૦
એવું કપટમાં લખિયું, પછે પત્ર વીંટયું પાપી;
કહે નારદ બોલાવ્યો સાધુ, કાગળ કરમાં આપી. તાલાવેલી. ૨૧

## વલણ.

આપી પત્ર ચંદ્રહાસને, ધૃષ્ટબુદ્ધિ બોલ્યો વાણીરે;
રખે માર્ગમાં પત્ર વાંચતો, મેં કીધીછે એધાણીરે. ૨૨

### કડવું ૧૧ મું. રાગ મેવાડો.

નારદજી એમ ઉચરે સુણ્ય, અતલિબળ અર્જુનજી;
પછે [10]મેધાવિની માતાની [11]પાસે, મળવા આવ્યો તનજી.૧

---

૧ પુર પ્ર. ૨જી. ૨ એક ગુપ્ત વાર્તા. પ્ર. ૨જી ૩ પુત્રને પ્ર. ૨જી. ૪ સાધુને પ્ર. ૨ જી. ૫ પત્રનો અધ્યાહાર. ૬ પણ શબ્દ પ્ર. ૨જીમાં નથી. ૭ મારે પ્ર. ૨જીમાં નથી. ૮ કુંવર પ્ર. ૨જી. ૯ પ્ર. ૧લીમાં અહીંયાં વલણ છે.

ઘણું શું લખિયે પુત્રરે, એવું કહી પત્ર વિટયું પાપિયે;
કહે નારદ બોલાવ્યો સાધુ, કાગળ કરમાં આપિયો.

બેઉ પ્રતમાં મેધાવતિ છે,પણ તેનું ખરૂં નામ મેધાવિની હોવાથી ફેરવ્યું છે. ૧૧ કાજે પ્ર. ૧

હે માતાજી હું જાઉં છઉં, મોકલેછે કુલિંદ તાતજી;
પુરોહિતે પત્ર લખ્યું છે, કાંઈ નથી જણાતી વાતજી. ૨
મેધાવિની કહે કાર્ય કરીને, ઘેર [1]વહેલા આવો બાળજી;
એવું કહીને આલિંગન દીધું, તિલક કીધું ભાળજી. ૩
પુત્ર! જાતી વેળા તું રૂટડો [2]દીસેછે, શી કહું શોભાયજી;
[3]વર થઈ ચાલજે તું વહેલો, લાવજે કો એક કન્યાયજી. ૪
આજ્ઞા માગી પાય લાગી, પૂજ્યા શાલિગ્રામજી;
પછે અશ્વ અનુપમ પલાણ્યો. હંસલો [4]એવું નામજી. ૫
પરમ વિષ્ણુ વળી સાથે [5]લીધા, સેવક તેઆ પોતાના ચારજી;
પછે પરવર્યો તે પુર વિષેથી, સર્વને કરી નમસ્કારજી. ૬
કોટે કોટિ બ્રહ્માંડનો સ્વામી, શાલિગ્રામ કીધા બંધનજી;
વાટમાં વૈષ્ણવ જનને, [6]મંડાયા શુભ શુકનજી. ૭
કાળી કપિલા ઘેનું મળી, વળી વચ્છ જેને સંગજી;
દક્ષિણ ભાગે મૃગલિ સાથે, ઉતર્યા [7]કૃષ્ણ કુરંગજી. ૮
વળી વરકન્યા પરણી પધાર્યા, માનિની મંગળ ગાયજી;
એવે બ્રાહ્મણનું ટોળું મળ્યું, જાતાં મારગ માંયજી. ૯
રૂષિ કહે તમો રાજ પુત્ર, ગાજતે ગામમાં આવોજી;
પરણજો કો પ્રેમદાને, શ્યામા સુંદર લાવોજી. ૧૦
શુકન વંદિ સંચર્યો સાધુ, મુખે લેતો હરિનું નામજી;
[8]જાતે થકે આગળે, આવ્યું કૈંતલ ગામજી. ૧૧
એવે એક સરોવર દીઠું, જેમાં ભર્યું મીઠું નીરજી.
[9]સેવક પ્રત્યે વાત કહી, અશ્વથી ઉતરિયો વીરજી. ૧૨
પછે કલ્પવૃક્ષ હેઠળ જઈ બેઠા, મનમાં આનંદ આણીજી;
એક સેવક વાયુ નાખે, એક લાવે પાણીજી. ૧૩
સ્વામી કહે અરે સેવકો, ક્ષણ એક યાંહાં રહીએજી;
ઘટિકા એક શયન કરૂં, પછે પૂરમાં જઇએજી. ૧૪

---

૧ આવે ઉતાવળો પ્ર.૨જી. ૨ દીસે છે પ્ર. ૧લીમાં નથી. ૩ જાણે વીવા અર્થે શણગાર સજીયો, પુત્ર પરણવા જાયજી પ્ર. ૨ જી. ૪ જેનું પ્ર. ૨જી. ૫ લીધા પ્ર. ૧લીમાં નથી. ૬ મળિયા પ્ર. ૨જી. ૭ કુદતો પ્ર. ૨ જી. ૮ જાતાં આગળ આવ્યું મધ્યાને, કૈંતલકપુર ગામજી પ્ર. ૨જી. ૯ સેવક પ્રત્યે વાત દાખી, ઉતરિયા એવું જાણીજી. પ્ર. ૧લી.

એવે સમે એક જમણી પાસે, હુતું સૂકું વનજી;
[1]નિઃપલ્લવ થઈ તે વાડી, સાધુ તણે દર્શનજી. ૧૫
સેવક થયા જોઈ વિસ્મે, રહ્યા વિચારીને આપજી;
[2]સૂકાનું લીલું થયું એ, પ્રભુ [3]તણો પ્રતાપજી. ૧૬
પછે રાજપુત્ર પોઢયા પૃથ્વી, પરિસ્ત્રણ પથરાવીજી;
એક પગ ચાંપે એક [4]વાયુ નાખે, એમ કરતાં નિદ્રા આવીજી. ૧૭

## વલણ.

એમ કરતાં નિદ્રા આવી, સાધુ પુરૂષને સુખેરે;
પછે સેવક ઉઠીને સંચર્યા, જોવાને વાડી વિખેરે. ૧૮

### કડવું ૧૨ મું.—રાગ વસંત.

સૂકાં [5]કાષ્ટ લીલાં થયાંરે, સાધુ તણે દર્શન;
સેવક ચાર ઉઠીને ચાલ્યા, જોવા [6]અશોક વન. સૂકાં૦ ૧
નારદ કહે સાંભળરે [7]પારથ, વાડી તણો વિસ્તાર;'
ગુલ્મ લતા લલિત અતિ વાંકી, સુગંધિક અપાર. સૂકાં૦ ૨
ભાત ભાત [8]પાલિસ પીપળા, વનસ્પતિ ભાર અઢાર;
[9]અવલોકનમાં અતિ ઉત્તમ, શોભા તણો નહિ પાર. સૂકાં૦ ૩
વેલ [10]વાલો ને [11]વલસડો વારૂ, વાયુ સુગંધિક વાય;
સાગ શિસમ સમડા સાદડિયા, સરગવા તણી શોભાય. સૂકાં૦ ૪
શ્રીફળ ફોફળ કેવડીરે, કેળ ને કોરંગિ;
બીલી બદરી મલિયાગર મરચી, લીંબણ ને લવીંગિ. સૂકાં૦ ૫
જાઈ જુઇ મોગરા માલત્તિ, ચંદન ચંપાના અંક;
પુષ્પ ભારે વનસ્પતિ તે, સર્વ વળી [12]રહી છે વંક. સૂકાં૦ ૬

---

૧ કોઇવાર નિઃ નો અર્થ અત્યંત થાય છે તે પ્રમાણે લઇએ તો પુષ્કળ પાંદડાંવાળી એવો અર્થ થાય. નિપલ્લવ વધારે સારો છે કેમકે નિ નો અર્થ પુષ્કળ પૂર્ણ એવો થાય છે. ૨ આ સુકુ વન તે થયું લીલું પ્રત ૨ જી. ૩ તણોરે પ્રત ૧ લી. ૪ ઢોળે વાયે પ્રત ૨ જી. ૫ વન થયાં અતિ લીલાં પ્રત ૨ જી. ૬ અશોક વાજી વન પ્રત ૧ લી. ૭ અર્જુન, ૮ પાડલ પ્રત ૨ જી. પલાશ પીંપળો જેને પારસ પીંપળો કહે છે તે હશે. ૯ સુગંધીક વાયુ આવે, છાંયા શિતલસાર પ્ર. ૨ જી. ૧૦ વીરણ—વીરભાણનાવાળા જેને સંસ્કૃતમાં વાલ કહે છે. ૧૧ વરખડો [?] પીલવો. ૧૨ રહયાં છે વાંકી; પ્રત ૧ લી.

[1]વાપી કૂપ ને પાવટ કુંડ ત્યાં, તળાવ ભરિયાં તોય;
ચાતક હંસ ને મોર કોકિલા, શબ્દ એકઠા હોય. સૂકાં૦ ૭
જ્યાં જુએ સેવક સાધુના, ત્યાં અટકે ચંત;
શોભા સુંદર વન તણી, જાણે રત ફુલી વસંત. સૂકાં૦ ૮
એવાં દેવરૂષિનાં વચન સુણીને, અર્જુનને સંધે પડિયો;
કહોજી લીલાનું સૂકું થયું, એમ સવ્યસાચી ઉચરિયો. સૂકાં૦ ૯
નારદ કહે સાંભળરે અર્જુન, થયો પૂર્વ સમાચાર;
તે વાડીમાં ભમતા આવ્યા, દુર્વાસા એકવાર. સૂકાં૦ ૧૦
ત્યાં છાયા દીઠી શિતળ વૃક્ષની, મુનિ બેઠા આસનવાળી;
એવે સમે મંદીરથી આવ્યો, વાડી તણો જે માળી. સૂકાં૦ ૧૧
માળી મુનિ ભણી ધાયો, [2]ચોર બેઠો જાણી;
પ્રહાર એક મુષ્ટિનો કીધો, જટા કર ગ્રહી તાણી. સૂકાં૦ ૧૨
ત્યારે ક્રોધ કરીને દુર્વાસાયે, જોયું ને[3]ત્ર ઊઘાડી;
અગ્નિ જ્વાળ ઉઠી તેહમાંથી, ભસ્મ કીધી સર્વ વાડી. સૂકાં૦ ૧૩
ઉઠયા રૂખિ થઈને દુઃખી, અન્ય સ્થાનક સંચરવા;
માળી મુનિને પાયે લાગ્યો, કાલાવાલા કરવા. સૂકાં૦ ૧૪
[4]માળી કહે મેં નવ ઓળખ્યા, [5]ઈશ્વર હવે કરૂણા [6]કીજે;
અપરાધ મૂકી અત્રિના નંદન, [7]શાપ અનુગ્રહ દીજે. સૂકાં૦ ૧૫
દુર્વાસા બોલ્યા તવ વાણી, [8]આનંદ અંતર [9]પામી,
એ વન લીલુ થાશે જ્યારે, આવશે વિષયાનો સ્વામી. સૂકાં૦ ૧૬
નારદ કહે સાંભળ અર્જુન, એ સાધુ તણું કારણ;
ચંદ્રહાસને દર્શને લીલી થૈ (વાડી), જેને વા'લા અશરણશરણ. સૂકાં૦ ૧૭

## વલણ.

[10]વા'લા અશરણશરણ તો, સાધુ ભોળપણે ફરેરે;
જો શાલિગ્રામ કંઠ સાથે; (તો) અવળાનું સવળું કરેરે. ૧૮

---

૧ વાપીક ચેહેવટ ને પાટ તાંહાં, તળાવ ભરિયાં તોયે; ચાતક હંસ ને કીર કોકિલા, શબ્દ મોરના હોયે પ્રત ૨ જી. ૨ ચોર પ્રત ૨ જી. ૩ વસ્ત્ર પ્રત ૧લી. ૪ બેટક પ્રત ૧લી. ૫ હવે પ્રત ૨ જી માં નથી. ૬ કરૂણા કરિયે, અને અનુગ્રહ કરિયે, એવા પ્રાસ પ્રત ૨ જી માં છે. ૭ વરદાન કશું એક દી જે પ્રત ૧ લી. ૮ મનમાં આનંદ પામી પ્રત ૨ જી. ૯ આણી પ્રત ૧ લી. ૧૦ આ વલણ પ્રત ૨ જીમાં નથી.

### કડવું ૧૩ મું.—રાગ ગોડી.[1]

નારદ કહે સાંભળરે અર્જુન, વાડી તણો વિસ્તારજી;
તે વાડીમાં ભૂલ્યા સેવક, જોતાં પેલા ચારજી. ૧
શયન કીધું છે ચંદ્રહાસે, નિદ્રા અતિશે આવીજી;
(પણ) [2]દૈવ તણી ગત કોઇ ન જાણે, થાય વાત જે ભાવીજી. ૨
[એક] ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની પુત્રી, વિષયા જેનું નામજી;
યૌવનની માતી રંગે રાતી, તેને પીડે કામજી. ૩
(એક) ચંપકમાલિની રાજાની પુત્રી, વિષયાની સહિયારીજી;
અન્યો અન્યે પ્રીત ઘણી, પણ, બંને બાળકુમારીજી. ૪
તેને અનંગ અંતર [3]અતિ પીડે, તાપ તે નવ [4]ખમાયજી;
બેહુ સખિ સંગાથે સરોવર,(બંને) [5]નિત્યે નહાવા જાયજી. ૫
તે દિવસે તો તારૂણી આવી, નિત્યનું સ્થાન જ્યાંયજી;
ચંદ્રહાસે શયન કીધું છે, વિશ્રામ કારણ ત્યાંયજી. ૬
સામું ત્રઠ સરોવરનું ત્યાં, શ્યામા આવી રહેતીજી;
"[6]જળ ભરોને નિત્ય કરો," સર્વ વિષયાને કહેતીજી. ૭
કો કુસુમ [7]નેણે કો કંઠ [8]ઝીણે, ગુણવંતી લાગી ગાવાજી;
કો શરીર સમારે [9]ઉત્તમ [10]ઓવારે, કોઈ ઉતરે નહાવાજી. ૮
કો ત્રઠ બેસે કો જળમાં પેસે, તારૂણી જાય તરવાજી;
કો ડુબકી ખાય સંતાડી કાય! વળી બહાર નિસરે વઢવાજી. ૯

---

૧ રાગ વસંત પ્ર. ૨જી. ૨ દેવ પ્ર. ૧લી. ૩ વિષે પ્ર.૨જી. ૪ સહેવાયજી પ્ર.૨જી. ૫ ઝીલવાને જાયજી પ્ર.૨જી. ૬ ઓવારે જળ ભરે જેની રત કરે, સર્વેને વિષયા કહેતીજી પ્ર.૨જી. ૭ ચર્ણે પ્ર.૨જી. ૮ ઝેણે પ્ર. ૨જી. નેણેની સાથે પ્રાસ મેલવવા. અહીંથી પહેલી કડીમાં પ્રાસની ખૂબી છે. જળાશય સ્ત્રીઓનું મહિયર ગણાય છે. ત્યાં તેઓ અનેક છૂટ લે છે. વિશેષે કરીને મુગ્ધા વયની સખિયો કેવો ઠાઠ મચવે, તેનું અપૂર્વ ચિત્ર કવિયે અહીં પાડી બતાવ્યું છે. ૯ ઉત્તમ ઓવારે નહાવાજી પ્ર. ૨ જી. ૧૦ ઓવારો—આરો, પનઘટ. કવિ નર્મદાશંકર ને કવિ દલપતરામ વચ્ચે આરા ઓવારાની તકરાર ચાલી હતી. આરાને ઠેકાણે ઓવારો સુરત તરફ તેમજ નર્મદાકાંઠે વપરાય છે. વડોદરામાં અવારો કહે છે. પ્રેમાનંદે તે આરાને ઠેકાણે વાપર્યો છે.

કો કેશ ઝાલે તાણી કાડે, [1]લાગી હાશ વિનોદ કરવા બાળીજી;
કો આલિંગન દેતી મુકો મુકો કે'તી! કો કર દેતી [2]તાળીજી! ૧૦
એવે (કોએક) વાડી દીઠી નિઃપલ્લવ, જે [3]પૂર્વે હુતી સૂકીજી;
શ્યામા સર્વે ધશી જોવાને, સંગ વિષયાનો મૂકીજી. ૧૧
ચંપકમાલિની ચાલી જોવા, જાતી [4]વાડી મધ્યજી;
સર્વેને જાવા દેઇ રહિ એકલી, વિષયાએ [5]વિચારી બુદ્ધજી. ૧૨
પૂર્વે પિતા મુનિ એમ કે'તા તે, પાસેથી હું સાંભળતીજી,
અને આજ નિશાએ સ્વપ્ન આવ્યું, વાત બંનો દીસે છે મળતીજી.૧૩
સૂકું વન થાશે અતિ લીલું, જ્યારે આવશે [6]વિષયાનો નાથજી;
આજ સ્વપ્ન વિષે ચંદ્રહાસે, પરણીને ઝાલ્યો હાથજી. ૧૪
એવું વિચારી વિષયા નારી, ચઢી સરોવર પાળેજી;
એવે (એક) અતિ ઉજ્વળ અશ્વ દીઠો, બાંધ્યો આંબા ડાળેજી.૧૫
તુરીનું તેજ દેખી [7]મનમાં હર્ખી, જોવા જીવ [8]ત્યાં [9]ખુત્યોજી;
એવે દક્ષિણપાસ ચંદ્રહાસ, સેવક રહિત દીઠો સુતોજી. ૧૬
હરિ ભકતને દેખી હયને પેખી, હરિવદની હર્ષને પામીજી;
શું સ્વપ્ન નિશાનું થાશે સાચું, [10]શકે સૂતા છે મુજ સ્વામીજી!૧૭
વિમાસે વાત જો હોય નાથ તો, જોયા વિના કેમ ચાલેજી;
ઘેર કેમ જવાય શી રીતે રે'વાય, મળ્યા વિના રૂદયા સાલેજી. ૧૮

## વલણ.

સાલે રૂદયા મળ્યા પાખે, તે માટે જોતી જાઉં રે;
એને જોઉં ઓળખી, હું, નિરખી નિર્ભે થાઉં રે. ૧૯

---

૧ કો કર ઝાલે તરવાજી; કો આભરણ અંગ પે'રે, લાગી હાશ વિનોદ કરવાજી પ્ર. ૧ લી. ૨ તાળીવાળી લીટીની પછી પ્રત ૧લીમાં પૃષ્ટની એક બાજુએ આવી લીટી લખેલી છે. પછે ચંપક માલિનીયે સર્વે સખીને વાળીજી. ૩ જે પ્રત ૧માં નથી. ૪ વાડી મધ્યે આપો આપજી પ્રત ૨ જી. ૫ વિચારી આપજી પ્રત ૨જી. ૬ મારો પ્રત ૨જી. ૭ તારૂણીનો, જોવા જીવ ત્યાં નુતોજી પ્રત ૧ લી. ૮ ત્યાં પ્રત ૨જીમાં નથી. ૯ ખુંપ્યો, ચોટયોના અર્થમાં ગ્રામ્ય શબ્દ છે. ૧૦ શકે નો આવો વાપર ફકત પ્રેમાનંદમાં જોઈએ છીએ. પછીના કવિયોમાંથી કોઇએ તેનું અનુકરણ જવલે કર્યુ છે. પ્રેમાનંદની કવિતા ભાષા ઉપરથી પારખવાની આ એક નિશાની છે. શકે એટલે શું શકય છે ( **Is it possible, possibly** )? એવો અર્થ.

## કડવું ૧૪ મુ.—રાગ ગોડી.

વિષયાએ વિમાશી જોયું, એ પુરૂષને હું નર્ખું;
અન્ય પશુ પક્ષી ને માનુષ, નથી કોય યાંહાં સરસ્યું. ૧
રખે ચતુર તુરી કે'તો સ્વામીને! જાગશે તો શું થાશે!
નિદ્રા વશથી કેમ ઉઠાડું, પછે શું કહેવાશે? ૨
હે અશ્વ તું અતિ અનુપમ, તારૂં [1]રૂડું વાન;
માગીરે લેઉં છું હું [2]માનિની, રખે કરતો સ્વામીને શાન! ૩
તારે રત્ન જડીત મુખ મોરડો, (જાણે)[3] ઉદયાચલ ઉગ્યો ભાણ;
[4]પેંગડાં [5]તારાં પરમ મનોહર, રત્ન જડીત્ર પલાણ. ૪
એવું કહેતી ચાલી ચતુરા, ચંચળ નયણે જોય;
રખે સખિ [6]સહિયારી આપણી, [7]પિયારી ન દેખે કોય! ૫
નેપૂર ઝાંઝર અણવટ [8]વીંછિયા, એ સોનીએ આભ્રણ ધડિયાં;
પ્રથમ વાજતાં રૂડાં લાગતાં, આજ શત્રુ થઇ નિવડિયાં !! ૬
એવું કહી મન દૃઢ થઇ ચાલી, ઝાંઝર ઉંચાં ચઢાવી;
મર્મે ભરતી ડગ જેમ જળમાં [9]બગ, એમ [10]શ્યામા સમીપે આવી! ૭
ચંદ્રહાસની પાસે અતિ ઉલ્લાસે, [11]હરિવદની હર્ખે બેઠી;
[12](રખે) મારો સ્વાસ વાગે સાધુ જાગે, તે ચિંતા ચિત્તમાં પેઠી !! ૮
રખે કો દેખે [13]મારી સહિયર પેખે, એમ દૃષ્ટ રાખતી આડી;
પછે પિછોડી પરી કરીને, જોયું વદન ઉધાડી. ૯
નખ શિખા લગી ચંદ્રહાસનેરે, જોતી નયણે [14]નરખી;
હરિ ભકતને દેખી હરિવદની, હૈડામાં ઘણું હરખી. ૧૦
આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું;
ત્યમ પિછોડી પરી કીધે મુખ, કુલિંદ [15]કુંવરનું [16]તેવું! ૧૧

---

૧ રૂપરૂડે પ્રત ૨જી. ૨ તારી પાસે પ્રત ૧લી. ૩ આ કડવું અલંકારથી ભરેલું છે. આ ઉત્પ્રેક્ષાલંકાર છે. ૪ પગલાં પ્ર. ૧લીમાં છે. ૫ માંહે. પ્ર.૨જી. ૬ સઘળી પ્ર.૧લી. ૭ અને દેખે. પ્યારીનો અપભ્રષ્ટ(?) કે પસાઇ પ્ર.૨જી. ૮ ઘુઘરા પ્ર. ૧લી. ૯ ઉપમાલંકાર. ૧૦ સાધું પ્ર. ૨જી. ૧૧ હરિવદન નિર્ખે બેઠી. પ્ર.૧લી. ૧૨ રખે મારો તાસ વાગે, ચિંતા મનમાં પેઠી પ્ર. ૧લી. ૧૩ મારા આભરણને પ્ર. ૧લી. ૧૪ નરખી પ્ર. ૧લીમાં નથી. ૧૫ એ પછી શોભીત પ્ર. ૧લીમાં છે. ૧૬ ઉપમાલંકાર.

સુવદન અંબુજ ઉપર [1]ભ્રૂકુટી, ભમર કરે ગુંજાર!
શકે [2]શશિ બિંબ પુઠે [3]તારા, [4]એવો શોભે છે હાર! ૧૨
શુક [5]ચંચા અતિ ઉત્તમ, જાણે અધર બિંબ [6]અલંકૃત
શશિ સવિતા [7]શ્રવણે કુંડળ, ડાઢમ કળી શું દંત. ૧૩
[8]કપોત કંઠ કર કુંજરના સરખા, હથેળી અંબુજ [9]વર્ણુ!
[10]બાંયે બાજુબંધ બેરખા, મુદ્રિકા આદે આભર્ણ. ૧૪
વિશાળ રૂદે ને હાર હેમનો, કટિ કેશરીના સરખી;
[11]દેખી રૂપ રંગ તેજ તારૂણી, જાણે નાખી પ્રેમની ભુરકી! ૧૫
ધન્ય માત તાત એ'નાં દીસે છે, કોણે કીધાં હશે પુન્ય!
[12]હીમ હાડ ગાળ્યાં સુખ ટાળ્યાં, તો એહેવો હશે તન! ૧૭
જપ તપ વ્રત દેહ દમન, [13]એવી તારૂણી ઘર નાર;
તે નારીનું પરમ ભાગ્ય જેને, આવો હશે ભરથાર! ૧૭
મેં પાપણિયે પુન્ય ન કીધું, તો કયાંથી આવો સ્વામી!
એમ દુઃખ ધરતી આંસુ ભરતી, [14]શ્યામા શોકને [15]પામી! ૧૮
એવે એક કભાયનો કસે, કાગળ બંધન કીધો;
જોવા કારણ યૌવનાયે, તતક્ષણ છોડી લીધો. ૧૯
સરનામું અક્ષર તાતના દેખી, શ્યામા મહાસુખ પામી;
[16]શકે પત્ર લખી મોકલ્યો, પિતાયે મારો સ્વામી! ૨૦

---

૧ ભ્રૂકુટી. પ્ર. ૧લીમાં નથી. ૨ સુંદર મુખરૂપી કમળ ઉપર ભ્રૂકુટી (ભવાં) રૂપી ભમરા ગુંજાર કરી રહ્યા છે; વળી કંઠે (હીરાનો કે મોતીનો) હાર છે તે ચંદ્રની આસપાસ તારા શોભે તેમ શોભે છે. આ રૂપકાલંકાર છે. ૩ તહારે પ્ર. ૧લી. ૪ અગ્ર. પ્ર. ૨જી. ૫ ૧૩મી કડીનો પ્રથમ ભાગ સ્પષ્ટ સમજાતો નથી. કદાશ પોપટની ચાંચ જેવું ઉત્તમ નાક (અધ્યાહાર) જાણે હોઠ શોભીતા કે ભુષિતછે એવો અર્થ બેસે. જો સ્ત્રીનું વર્ણન હોત તો અલકૃત વડે હોઠપરના છુંદણાનો ભાવ સમજાત. ૬ અલસત પ્ર.૨જી. ૭ કાને પ્ર. ૧લી. કુંડળ શબ્દ પ્ર. ૧લીમાં નથી. ૮ બંને પ્રતમાં કપોલ શબ્દ છે, પણ કંઠને કપોતની ઊપમા અપાય છે. ૯ વરણી પ્ર. ૨જી. ૧૦ બાંહે બેરખા પોંચે પોચી, મુદ્રિકા મધે જડીઆ મણી પ્ર.૨જી. ૧૧ દેહ પ્ર.૨જી. ૧૨ હેમ ગાળાં સુખ ટાળાં હશેતો, તેનો એ હવો હશે તન પ્ર. ૧લી. ૧૩ વસંત તારૂણી ઘેર નાર પ્ર. ૨જી. ૧૪ મહા પ્ર.૨જી. ૧૫ આ ચિત્ર ઘણું સુંદર છે. ચંદ્રહાસના રૂપનું ચિત્તાકર્ષક વર્ણન કરી તેને પરણેલો દેખાડી વિષયાને અદેખી ને શોકાતુર કરાવે એ કવિની ચઢતી શક્તિની ખૂબી છે. ૧૬ શકે પત્ર લઇને પિતામારે; મોકલ્યો છે મુજ સ્વામી પ્ર.૨.

સ્વસ્તિશ્રી કૌંતલપૂર સ્થાને, [1]મદન કુંવર બળવંત;
અહીં ચંદ્રહાસને મોકલ્યો છે, તે પત્ર લેજો [2]ગુણવંત. ૨૧
રૂપ ન જોશો રંગ ન જોશો, ન પૂછશો ઘરસૂત્ર;
મુહૂર્ત ઘટિ કોને ન પૂછશો, એને [3]**વિષ** દેજોની પુત્ર. ૨૨
વાંચી પત્રને વિષયા બોલી, ત્રાહે ત્રાહે ત્રિભુવન નાથ;
વિષયાને સાટે વિષ લખાયું, તાતના કાપ્યા જોઇયે [4]હાથ! ૨૩
પત્ર લેવું તો પાછો ફરી જાય, પરણ્યા વિના વિઘ્ન થાય;
અક્ષર એક વધારૂં એ માંહે, **વિષ**ની કરૂં **વિષયા**ય. ૨૪
એક નેત્રનું કાજળ [5]કાઢ્યું, બીજા નેત્રનું નીર;
તરણા વતે લખ્યું તારૂણીએ, ધરી રૂદયાશું ધીર! ૨૫
નારદ કહે સાંભળરે અર્જુન, એતો કરતા શ્રી અવિનાશ;
વિષ ફેડી વિષયા [6]કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ. ૨૬
પત્ર ફરી બાંધ્યું પ્રેમદાએ, જળ ભરતી તે નેણ;
ઉઠી અબળા ચાલી ત્યાંથી, મુખે કહેતી વેણ. ૨૭
ઘેર જઈને વાટ જોઉંછું, ઉતાવળા તમો આવો;
મદનભાઇને મળજો સ્વામી, પત્ર લખ્યું તે લાવો! ૨૮

## વલણ.

પત્ર લખ્યું તે લાવો સ્વામી, એમ કહી વિષયા વળીરે;
થર થર ધ્રુજે ને કાંઇ ન સુઝે, સખી સર્વ સામી મળીરે. ૨૯

## કડવું ૧૫ મું. રાગ ગોડી.

સખી સર્વ સામી મળી, ચંપક માલિની પૂછેરે;
વડી વારની વિષયા કયાં ગઈતી, શ્વાસ ચઢયોછે શું છેરે? ૧
[7]ત્યારની વિષયા કયાં ગઈતી, તુને આવડી વાર કયાં લાગીરે;

---

૧ મદન પુત્ર બહુ રૂપ ગુણવંત, ૨ બળવંત પ્ર.૧. ૩ આ આખ્યાનની મુખ્ય ખુબી અથવા ઈશ્વર ભક્તને ઉગારવાની તદબીર વિષ અને વિષયા શબ્દ ઉપર રહેલી છે. પત્ર એવી ઢબમાં લખ્યો છે, કે વિષ આગળ યા ઉમેરતાં પત્રના અર્થમાં કંઇ ફેરફાર થાય ને તેથી શક ઉત્પન્ન થાય એમ રહેતું નથી. ૪ કામાંધ થએલી કે પિતાએ ઘાતજ ઇચ્છી છે એમ જાણનારી પુત્રીજ કદાશ બાપનાં કાંડાં કાપવાનું ઇચ્છે ! નહિ તો એવા બોલ અસ્વાભાવિક લાગે છે. ૫ સ્ત્રી જાતની સમયસૂચકતા અને ચપળતાનો આ દાખલો છે. ૬ કરી કૃષ્ણજીયે પ્ર. ૧લી. ૭ વડીવારની પ્ર. ૨જી.

ઘેર જવા બેશી રહી સર્વે, [1]વાટ જોઇ જોઈ ભાગીરે. ૨
[2]મેં તો તું સાધવી જાણી, તી, [3]તો કીધી સહિયારીરે;
અમને મુકી ગઈ તું એકલી, એ શી રીત બાઈ તારીરે ? ૩
મુને છેતરી ગઇ તું છાની, એ સોજ [4]ભુડું [5]તારૂંરે;
એ વાતે કુળને લાગે લાંછન, (આપણ) મોટા માબાપનાં છોરૂંરે. ૪
વિષયા [6]કહે તમે ધાયાં જોવા, વાડી ચોદિશ દીઠી ફુલીરે;
મેં આવતાં એક પોપટ દીઠો, જોવા રહી તેણે હું ભૂલીરે ! ૫
પોપટ જોયો અરે પ્રેમદા, તો તુને પ્રસેવો શે વળિયોરે!
જારી બજારી મૂકોરે વિષયા, કોઇક કામી મળિયોરે! ૬
વિષયા કહે બાઈ રહે અણબોલી, વારૂં છું ચંપકમાલિનીરે;
પડપુછ્ય પરસેવાની શી છે, તું બડ બડ કરતી ચાલનીરે! ૭
આવડી રીશ કાં કરે વિષયા હું તો હસું છું બેનીરે!
[7] આ દાશી માત્ર હું અલગી રાખું. મુને તું છાનું કેની રે! ૮
પછે સાન કરી સમજાવી સ્યામા, [8]એક નેત્ર વાંકું વાળીરે!
તારે મારે એક સ્વામી છે, એમ કહી કરે દીધી તાળીરે. ૯
નારદ કહે તે રાજ કુંવરીને, વાત વિષયાની ભાવીરે;
હસ્તી રમતી બંને પ્રેમદા, ઘેર પોતાને આવીરે. ૧૦

## વલણ.

ઘેર આવી વિષયા નારી, પછે વાટ જુએ સ્વામી તણીરે;
(પછે)ચંદ્રહાસે શું કીધું જેને, માથે ત્રિભુવન ધણીરે. ૧૧

### કડવું ૧૬મું.—રાગ દેશાખની ચાલ ટુંકડી.

રૂષિ નારદ બોલ્યા વાણીરે, તું સાંભળ ગાંડિવપાણિરે. ૧
પેલા સેવક ચાર જે [9]હુતારે, ફરી આવ્યા જ્યાં સ્વામી સુતારે. ૨

---

૧વાટ જોઈ તેણે હું ભાગીરે પ્ર. ૧લી. ભાગવું-જતા રહેવું. કાઠીઆવાડી પ્રયોગ. તારી વાટ જોઈ થાકીને ચાલતી થઇઓ. ૨ હું તો પ્ર. ૨જી. ૩ તું તો કીધી સહિયારીરે પ્ર.૨જી. ૪ શું પ્ર. ૨જી. કંઈ શંકા. ૫ તારૂંને ઠેકાણે પ્રાસ મેળવવા. એ ચરણમાં સોજ શબ્દ ગ્રામ્ય છે. "સૌ સોજે વહાલુ લાગે" સોજ-સુલક્ષણુ. અહી લક્ષણુ અર્થે છે. છોરૂં-છોકરૂંનું ટુકું રૂપ. વાડાસીનોર તરફ અને હલકા લોકોમાં છોરો—છોરી-છોરૂં વપરાય છે. ૬ અહી અન્યોક્તિ ને વક્રોકિત વડે સ્ત્રી ચરિત્ર દાખવ્યું છે. દયારામે આવી જાતના સંવાદની " સાંભળરે તું સજની મારી ઇ૦" ગરબી કરેલી છે. ૭ પુછ્યા માટે રીસ ન કીજે. પ્ર.૨જી. ૮ સામાં નેત્ર પ્ર.૨જી. બંનેચંદ્રહાસને પરણીછે. ૯ હતાનો સુરતી પ્રયોગ.

સ્વામીને ગયાતા છાંડીરે, છાની છાના સેવા માંડીરે. ૩
એકે ચાંપવા માંડ્યા પાયરે, એક ઢોળવા લાગ્યો વાયરે. ૪
સેવકનો સાંભળી શ્વાસરે, જાગી ઉઠ્યા ચંદ્રહાસરે. ૫
નેત્ર ચોળતો [1]બોલ્યો શૂરરે, લાવો અશ્વ થયું અસૂરરે. ૬
એક લાવ્યો પાત્ર ભરીને પાણીરે, એકે અશ્વ આપ્યો આણીરે ૭
પછે અશ્વે થયો અસ્વારરે, આગળ ચાલે [2]ચતુર ચાર રે. ૮
વિષયા જુએ છે વાટરે, લાગી વાર થાયે ઉચ્ચાટરે. ૯
[3]એવે સમર્યા [4]આદ્ય ભવાનીરે, [5]આઇની સેવા અતિશે માનીરે. ૧૦
એવે સ્વામી આવતો દીઠોરે, અમૃત મેં[6] લાગ્યો મીઠોરે. ૧૧
ચંદ્રહાસે જોયું ગામરે, દીઠો નાનપણાનો ઠામરે. ૧૨
યાંહાં હું બાળક સાથે [7]વઢતોરે, નિશાયે[8](આરે)ઓટલે પડતોરે. ૧૩
યાં હું ભિક્ષા માગીને જમતોરે, [9]આ શાળિગ્રામ સાથે હું રમતોરે. ૧૪
યાંહાં મોઇ હતી માતા મારીરે, મુને લોક કહેતા [10]ભિખારીરે! ૧૫
એ ટળ્યા સર્વે સંતાપરે, આ શાલિગ્રામ તણે પ્રતાપરે. ૧૬
વિચારતાં પહોતો રાજદ્વારરે, જ્યાં ઉભો છે પ્રતિહારરે. ૧૭
સાધુ અશ્વથી ઉતરિયોરે, પોળિયા પ્રત્યે [11]ઉચરિયોરે. ૧૮
[12]જાઓ તેડો તમારા મદન સ્વામીરે, કા'વ્યું કુલિંદ કુંવરે શિરનામીરે. ૧૯
કશી એક ઉતાવળી વાતરે, પત્ર મોકલ્યું તમારે તાતરે. ૨૦
પોળિયે કહ્યો સમાચારરે, મદને તેડ્યો કુલિંદ કુમારરે. ૨૧
વેગળેથી આવતો નરખ્યોરે, ઓળખ્યો [13]આભ્યાંતર હરખ્યોરે. ૨૨
ધાઇ આલિંગન દીધુંરે, આપી આસન પૂજન કીધુંરે. ૨૩
ચંદ્રહાસ પધારો [14]પ્રાહુણારે! મુને કેશવે કીધી કરૂણારે. ૨૪

---

૧ એ પછી મુખે શબ્દ પ્ર. ૧ માં વધારેછે. ૨ ચતુરા. પ્ર. ૧લા. ૩ પછે. પ્ર. ૨જી. ૪ આઇ. પ્ર.૨જી ૫ માતા. આ મરેઠી શબ્દ કવિતામાં ઘણીવાર વપરાયો છે. ૬ હિંદુસ્તાની કરતાંના અર્થમાં. ૭ રમતો પ્ર. ૧લી. ૮ આરે પ્ર. ૨જીમાં નથી. ૯ યાં હું બાળક માંહે રમતોરે. પ્ર. ૨જી. ૧૦ જગા જોઈને ચંદ્રહાસને પોતાની નાનપણની દુર્બળ અવસ્થાનું ભાન થાય છે. ભાષાનું સંકોચન એ પ્રેમાનંદની ખુબી છે, અને તેથી દરેક ઠેકાણે રસનાં ચટકાં મૂકી તે વેગળો રહે છે. ૧૧ વાણી પ્ર.૨ જી. ૧૨ કાવ્યું છે કહ્યું સ્વામીરે, કુલિંદ કુંવરે શીર નામીરે. પ્ર. ૧'લી. ૧૩ અંતર પ્ર. ૨ જી. ૧૪ પરૂણા પ્ર.૨જી. પ્રાહુણાનો અપભ્રંશ. એ વડે જમાઈ સમજાય છે.

વિષયા મનમાં હર્ખેરે, આઘું ઓઢી પિયુને નર્ખેરે. ૨૫
એવે ચંદ્રહાસે છોડી ચીઠીરે, પણ શિથિલ [1]ગાંઠડી દીઠીરે! ૨૬
ધૃષ્ટબુદ્ધ રહ્યા છે ગામ અમારેરે, મોકલ્યું પત્ર પિતા તમારેરે. ૨૭
પ્રધાન પાંચ દિવસ ત્યાં રહેશેરે, લખ્યું કામ તે [2]કાગળ કહેશેરે. ૨૮
પછે મદને કરમાં લીધુંરે, ઉકેલી અવલોકન કીધુંરે. ૨૯
સ્વસ્તિ શ્રી કૌંતલ ગામરે, સુત મદન એવું નામરે. ૩૦
અહિ મેં મોકલ્યો છે ચંદ્રહાસરે, જેનું મુખ[3] ચંદ્ર પ્રકાશરે. ૩૧
લટપટ કરી મળતા રે'જોરે, અમો સેવક છું એમ કે'જોરે! ૩૨
રખે રૂપ રંગ તું જોતોરે, એવો સમો [4]રખે તું ખોતોરે! ૩૩
એનું મન હરીને લેજોરે. એને [5]સઘ વિષયા દેજોરે! ૩૪
એથી અધિક શું લખીએરે, પછે [6]અર્થ કરી નહિ શકીએરે!૩૫
એવું પત્ર વાંચી જોયું મદનરે, અતિ ઉલટ પામ્યું મનરે. ૩૬
ધન્ય તાત તણી કમાઈરે, આવો ખોળી કાઢ્યો જમાઇરે. ૩૭
[7]હાં તેડાવો બ્રાહ્મણ કોયરે, જે લગ્ન ઉતાવળું [8]હોયરે. ૩૮
એવે ટીપણું [9]મુગટમાં ખોશીરે, ત્યાં આવ્યા ગાલવ જોશીરે! ૩૯
રૂષિયે ચંદ્રહાસ આવી નર્ખ્યોરે, ઓળખી આભ્યંતર હર્ખ્યોરે.૪૦
શકે પ્રશ્ન અમારૂં મળિયુંરે. [10]એ વચન પહેલાંનું પળિયુંરે?૪૧
પછે મદને દીધું માનરે, સંતોખ્યા મુનિ ભગવાનરે. ૪૨
કહો મુહૂર્તને ગાલવ મુનરે, ઢુંકડું ક્યારે છે લગનરે. ૪૩.
ગાલવ કહે વચન મારૂં માનરે, છે લગ્ન આજ મધ્યાનરે! ૪૪
તુજ તાતે વિચાર્યું હશે પે'લુંરે, વર મોકલ્યો તો મુહૂર્તછે [11]વે'લુંરે.૪૫

---

૧ ગાંઠનું લઘુ રૂપ. ગાંઠડીનો ચાલુ અર્થ ગાંસડી થાય છે. ૨ જે કામ (લખ્યું) હશે તે કાગળ કહેશે એટલે કામ હશે તે કાગળમાંથી જણાશે. અહીં કાગળ શબ્દ લખેલા (letter) ને અર્થે નહીં, પણ કોરા (paper) ને અર્થે સંભવે છે. આગળની કડીમાં પત્ર અધ્યાહાર રાખી નાન્યતરમાં ક્રિયાપદ વાપર્યો છે. હાલ ઘણા ખરા પત્રને નરજાતિમાં વાપરે છે, પણ તે સંસ્કૃતમાં નાન્યતર છે. ૩ રૂપ પ્ર. રજી. ૪ આવો પ્રત રજીમાં વધારે છે. ૫ સઘ પ્રત રજીમાં નથી. ૬ મતલબ પછીથી સધાશે નહીં એવો અર્થ. ૭ અરેના અર્થમાં એહેવે પ્રત રજી. ૮ થાયના અર્થમાં હોય શકે, બને. ૯ પાઘડીના અર્થમાં સમજવું જોઈએ. કવિ બ્રાહ્મણને મુગટ સંભવે નહીં. ૧૦શું પ્રતરલી. ૧૧ અહી ગાલવે પેચ કર્યો છે. તારા બાપે પ્રથમ વિચારી જોયું હશે, અને વર તેમણે મોકલ્યો માટે મુહૂર્ત વહેલું હોવું જોઈએ!

માટે આજ [1]લગ્નને કીજેરે, ધૃષ્ટબુદ્ધિનું મન જેમ રીઝેરે. ૪૬
હરખ્યો મદન મહા ગુણવાનરે, [2]પિતા લાવશે પુઠેથી જાનરે! ૪૭
મંડાવ્યું વિવાહ તણું કાર્યરે, રૂષિ ગાલવ થયા આચાર્યરે. ૪૮
આપ્યા વરને ઉત્તમ ઉતારારે, મોકલ્યા સેવક સેવા કરનારારે. ૪૯
બહુ પ્રેમદા પીઠી ચોળેરે, વર ઉષ્ણોદકે [3]અંઘોળેરે. ૫૦
વાજિત્ર વિધ [4]વિધનાં વાજેરે, [5]શું મેઘ ગગને ગાજેરે! ૫૧
નગરની નારી જોવા જાયરે, જેના કુમકુમ વર્ણા [6]પાયરે. ૫૨
વિનતાએ વરને નિરખ્યોરે, શ્યામા કે' સ્વરૂપે શશિ સરખોરે. ૫૩
એનું મુખ કમળ રઢિયાળુંરે, વિષયાને વર જોડી [7]વારૂંરે. ૫૪
એવે દુંદભિ સર્વે ગડગડિયાંરે, વિષ્ણુંભક્ત વરઘોડે ચઢિયારે. ૫૫
વિસ્મે થઇ થઇ બોલ્યા લોકરે, વરને માનુષ કહેતા ફોકરે. ૫૬
એનું શરીર કેવું શોભેરે, મન [8]જ્યાં જોઇયે ત્યાં થોભેરે! ૫૭
કરમાંહે શ્રીફળ લીધુંરે, એને ગાલે [9]ટપકું કીધુંરે. ૫૮
[10]છાંટી પોંકીને પધરાવ્યારે, માહેરામાં ગાલવ રૂષિ લાવ્યારે. ૫૯
પછે તામ્બૂલ છાંટણાં કીધાંરે, ગાલવે ગોત્રજનાં [11]નામ લીધાંરે.૬૦
[12]આવ્યાં ચોરિયે યુગ્મ નિધાનરે, મદન આપે કન્યાદાનરે. ૬૧

## વલણ.

મદન કન્યા દાન આપે, સર્વેને મન ઉલ્લાસરે;
કર જોડી કહે પ્રેમાનંદ, કન્યાદાન લે ચંદ્રહાસરે. ૬૨

---

### કડવું ૧૭ મું.—રાગ સોરઠી.

બોલ્યા નારદ રૂષિ ભગવાન, સુણો અર્જુન વીર બળવાન;
મદન આપે કન્યા દાન, ગ્રહે ચંદ્રહાસ રાજાન. ૧
પેહેલુ મંગળ વરતાય, વર કન્યા ફેરા ફરાય;

---

૧ કર્મ અર્થે બીજીનો પ્રત્યય. ગદ્યમાં આવે ઠેકાણે વપરાતો નથી. ૨ અડધી લીટી પ્ર.૨ જી માં નથી. ૩ અંઘોળવું હાલ ક્લિષ્ટાર્થે વપરાયછે. ૪ પેર પ્ર. ૧ લી. ૫ શકે પ્ર. ૨ જી. ૬ કાય પ્ર. ૨ જી. ૭ સારૂંના અર્થમાં. ૮ દરેક અંગ એવો અર્થ. ૯ પીઠી ચોળીને બાડાં કરે છે તે. ૧૦ સાળા છાંટણું દેછે તે. આગલી કડીમાં તામ્બૂલ છાંટણાં આવે છે, તે કદાચ વર વહુ પાનની પિચકારી સામસામે મારે છે તે હશે. ૧૧ દાન દીધાંરે પ્ર. ૨ જી. ૧૨ આપ્યાં પ્ર. ૨ જી.

માનિની મંગળ ગાય, [1]ત્યાં ભેરીના શબ્દ બહુ થાય. ૨
બોલ્યો મદન મુખે ઉચ્ચાર, સાંભળો કુલિંદ કુમાર;
પે'લે મંગળ મોતી કેરા [2]હાર. આપ્યા રથ સહીત તોખાર. ૩
બીજે ગૌ [3]ગોધણ અપાર. ત્રીજે કુંજર કેરી લા'ર;
ચોથે કૂંચી સહીત ભંડાર, આપી કીધો ત્યાં નમસ્કાર.૪
મદને જોડયા બન્યો પાણિ, ગદગદ કંઠે બોલ્યો વાણી;
[4]નથી એવું જે આપું આણી, તમને સોંપુ મારો પ્રાણી. ૫
હું સેવીશ તમારા ચર્ણ, શુદ્ધ રાખજો અંતઃકર્ણ;
તમને રાખજો અશરણ શર્ણ, સાટે મુને આવજો મર્ણ! ૬
એમ મદને [5]દીક્ષિત પણું લીધું, [6]'વિવા' કાર્ય સંપૂર્ણ કીધું;
વિષયાનું કારજ સીધ્યું, [7]નારીનું મન વિહ્વળ કીધું. ૭
નારદ કહે અર્જુન અવિધારો. ધૃષ્ટબુદ્ધિ [8]જોતાં બાજી હાર્યો;
જાણ્યું શત્રુ સૂતે માર્યો, પણ પાર શ્રીકૃષ્ણે ઉતાર્યો. ૮

## વલણ.

ઉતાર્યો [9]કૃષ્ણે દાસ જાણી, [10]તે હારી બેઠો સહીરે;
નારદ કહે સાંભળોરે અર્જુન, એ કથા એટલેથી રહીરે.૯

## કડવું ૧૮ મું.–રાગ પરજીઓ.

નારદજી એમ વાણી વદે. સુણ પાર્થ પાંડુ કુમારરે;

---

૧ ત્યાં પ્ર. ૨ જી માં નથી. ૨ પહેલા મંગળને મોઝારપ્ર. ૧ લી. ૩ ગોધન પ્ર. ૧. ગાયરૂપી ધન. ઢોર એ પેહેલાં મુખ્ય મિલકત ગણાતી. ગોધણ લઇએ તો ગાયનું ટોળું એવો અર્થ. કાઠિયાવાડ તરફ ગાયના ટોળાને એકલું ધણ (ધેનુ ઉપરથી) કહેછે. ભેંશના ટોળાને ખાડુ, બળદના ટોળાને બાળધું, એમ કાઠિયાવાડમાં વપરાયછે. ટોળા વાચક શબ્દ ગુજરાતીમાં નથી, એમ અંગ્રેજી અભ્યાસીયો ઘણીવાર કહે છે, માટે આ શબ્દો બતાવ્યા છે. ૪ નથી આપુ એહેવું જાણ, તમને સમર્પુ મારા પ્રાણ પ્ર. ૨ જી. ૫ દીક્ષ્ ધાતુ ઉપરથી બાધા લેવી. ૬ ભિક્ષુકને દાન ઘણેરૂં દીધું પ્ર. ૨ જી. ૭ આ ચરણ અહીં બરાબર શોભતું નથી. પોતાની બેહેનને વિહ્વળ (બાવરી) કરવાથી કારજ કેમ સિદ્ધ થયું કહેવાય ? ૮ અસલમાં જતી શબ્દ તો નહીં હોય ? ૯ પોતે પ્ર. ૨ જી. ૧૦ તે તાંહાં હારી બેઠાં સહીરે પ્ર. ૨ જી. ધૃષ્ટબુદ્ધિને ઠેકાણે તે હોવો જોઇએ.

હવે કુલિંદની શી વલે થઈ, તે કહું વિસ્તારરે. ૧
ચંદ્રહાસ વળ્યા વેગે, પ્રધાને કીધું કપટરે;
પછે કુલિંદ રાજા તેડિયો, મુખે કીધું લટપટરે. ૨
જાણ્યું શત્રુ સુતે માર્યો હશે, [1]ને સરિયું મારૂં કાજરે;
પાપીએ પછે વાહી બાંધ્યો, રાણી સાથે કોલિંદ મહારાજરે. ૩
સેના સર્વે મારીને કાઢી, પાપી પડિયા ત્રૂટીરે;
હય હસ્તીને કનક કચોલાં, રાજ્ય ભવન લીધું લૂટીરે. ૪
પોતાની ત્યાં આણ વરતાવી, માર્ગ ચાલતો કીધોરે.
પછે મેધાવિની રાણી સંગાથે, કુલિંદ [2]રાજા બાંધી લીધોરે. ૫

## [3]ઢાળ.

રાજા રાણી બાંધિયાંને, હવો હાહાકારરે;
યમકિંકર સરખા સેવક [4]પાપી, કરતા પાટુના પ્રહારરે. ૬
મસ્તક તે મુગટ વેણું કીધું, વિખેર્યા તેના વાળરે;
કાંટા તે ભાગે પાગ વિષે, [5]ભૂમિ પડે ભૂપાળરે. ૭
સોટા વાગે ધુળે દાઝે, જેની ચંપકવર્ણી પાનીરે;
રોળાઈ ઘોળાઈ તે ચતુરા, જે મહારાજાની માનીરે. ૮
ઓશિયાળાં મુખ ને પામ્યાં દુઃખ, નર નારી સામુ જોયરે;
પોતાના પુત્રને સંભારી, સાધવી માતા રોયરે. ૯
[6]તીવ્ર તાપ તે તેને લાગે, તેણે અકળાયો પ્રાણીરે;
[7]વાટે ચાલતાં ચર્ણ થાકે, પણ સેવક હીંડે તાણીરે; ૧૦
પછે રાજાયે [8]સ્કંધે વળગાડી, મેધવિની જે રાણીરે;
કાંટા તે પડે કંઠ વિષે, પ્રેમદા માગે પાણીરે. ૧૧
શ્યામા પૂછે સ્વામીજી, આપણું શું થાશેરે;
સૂતની સંભાળ નથી, તો, કેઇ પેરે રે'વાશેરે. ૧૨
મોટું દુઃખ એ મન વિષે, પુત્ર પરણી ઘેર ન આવ્યોરે;
દીપક સરખી દીપતી વેગે, વહુવર ન લાવ્યોરે. ૧૩
પુત્ર સાથે કુળ વધૂતે, [9]પુત્ર ચરે દશૈયાંરે;

---

૧ હવે પ્ર. ૨ જી. ૨ રાજા પ્ર. ૨ જીમાં નથી. ૩ ઢાળ પ્ર. ૨ જીમાં નથી. ૪ પાપી પ્ર. ૨ જીમાં નથી, ૫ ભોમ્યા પ્ર. ૧લી. ૬ પતિવ્રતાને તાપ અંગે લાગે. પ્ર. ૨જી. ૭ અને પ્ર. ૧ લી. ૮ ખાંધે પ્ર. ૨જી. ૯ પુનરૂક્તિ થાયછે, લગ્ન થયા પછી કેટલાક દહાડા વરકન્યા સાસરે જમેછે તેને દશૈયાં ચરવાં એમ કહેછે.

[1]આદર કરીને અન્ન [2]પીરસું. દેખી ઠરે આપણાં હૈયાંરે. ૧૪
[3]હાક મારતાં જીજી કહીને, ઉત્તર આપે વહુરે!
તે સુખતો મેં કાંઇયે ન દીઠું, કેઈ પેરે રોતી રહુંરે ! ૧૫
[4]એવાં રાણી તણાં વચન સુણીને, રાજા રોતી રાખેરે;
સામું જુઓરે સુંદરી, પછે વચન મર્મનાં દાખેરે. ૧૬

## વલણ.

વચન દાખે મર્મનાં, જાતાં તે મારગ વિખેરે!
પ્રેમદા અતિ દુઃખ પામી. કેઇ પેરે કહિયે મુખેરે. ૧૭

### કડવું ૧૯ મું. રાગ વેરાડી.

રાજા વળતું [5]બોલિયો, [6]કહુ કામની;
એતો ભવબંધનનો ભાવ. ભોળી ભામની; ૧
સુખતણા સમુદ્રમાં, કહું કામની;
ભાગ્યું પુત્ર રૂપિયું નાવ, ભોળી ભામની. ૨
વાવ્યા વિના શું લણિયે, કહુ કામની;
એણે દૃષ્ટાન્તે જાણ, ભોળી ભામની. ૩
તો સુખ કયાંથી પામિયે, કહું કામની;
જો દાન ન દીધું [7]દક્ષણપાણ, ભોળી ભામની, ૪
પૂર્વે આપણ વાંઝિયાં, કહું કામની;
[8]અન ધને ભર્યું ઘરસૂત્ર, ભોળી ભામની. ૫
આખો દા'ડો આપણ દામણાં, કહું કામની;
એવે પ્રભુએ આપ્યો પુત્ર, ભોળી ભામની. ૬
કાક ઉછેરે કોકિલા બાળને, કહું કામની;
[9]વય પામે ઉડી જાય! ભોળી ભામની! ૭
તેમ કુંવર તે કોકિલાનું [10]બચ્યું, કહું કામની;
કાક આમણ માત પિતાય, ભોળી ભામની. ૮

---

૧ આદર કરીને એ ત્રપતસું, નઠારાં આપણાં હૈયાંરે પ્ર. ૨જી. ૨ અત્ર પ્રીસુ એમ લખેલું વંચાયછે. અન્નને ઠેકાણે અત્ર લખાયું હોય પ્રીસુતો પીરસવાને ઠેકાણેજ વપરાયુંછે. ૩ હાક મારીને જીજી કરતાં પ્ર. ૨. બૈરાંને સાસુ થવાના ઓરતા કેવા થાય છે, તે અહીં ઠીક દેખાડયુંછે. ૪ એવાં વચન સુણીને પ્ર. ૨જી. ૫ ઉચ્ચરે પ્ર. ૧. ૬ સુણ પ્ર. ૧. ૭ જમણે હાથ પ્ર. ૧લી. ૮ અને પરભાર્યું ઘરસૂત્ર પ્ર. ૨જી. ૯ મોટા થયે ઉડી જાય ભો૦ પ્ર. ૨જી. ૧૦ બચડું પ્ર. ૧લી.

પક્ષી સેવે કલ્પવૃક્ષને, કહું કામની ;
જ્યાં લગણ ફળની આશ! ભોળી ભામની. ૯
ફળ ઘટે દ્રુમને પરહરે, કહું કામની,
અન્ય સ્થાનક પૂરે વાસ, ભોળી ભામની. ૧૦
તેમ કર્મ ફળ ઘટયાં આપણાં, કહું કામની;
તો તજી ગયો તમ તન, ભોળી ભામની. ૧૧
આપણ સૂકાં લાકડાં, કહું કામની;
હવે ઘટે હુતાશન! ભોળી ભામની. ૧૨
આપણ વસ્તાં ગામ [૧]ઉદવસ્ત કર્યાં, કહું કામની;
છેદી કલ્પવૃક્ષની ડાળ, ભોળી ભામની. ૧૩
[૨]કાંટે પર્વત [૩]પાવટ રોધિયા, કહું કામની;
કે ભાજી સરોવર પાળ! ભોળી ભામની. ૧૪
કે [૪]વત્સદ્રોહ સ્વામી દ્રોહ કર્યા, કહું કામની;
કે પયથી વછોડયાં બાળ! ભોળી ભામની. ૧૫
સાધુ વૈષ્ણવની નિંદા કરી, કહું કામની;
ભાજ્યાં મળતાં વેવીશાળ! ભોળી ભામની. ૧૬
સૂર્ય સામાં મળ મૂત્ર કર્યા, કહું કામની;
કે સાંભળ્યો અંત્યજનો રાગ! ભોળી ભામની. ૧૭
ગૌ બ્રાહ્મણને ન પૂજીયાં, કહું કામની;
કે કણને ઠેસ્યા પાગ! ભોળી ભામની. ૧૮
કાંઇ પુન્ય આપણે કીધાં નહિં, કહું કામની;
ન રાખ્યાં વ્રત ને નેમ! ભોળી ભામની. ૧૯
તો સુખ પામિયે કયાં થકી, કહું કામની;
તો સુતને કેમ હોય ક્ષેમ! ભોળી [૫]ભામની. ૨૦

---

૧ ઉજડ પ્ર· ૨૭. ૨ **केपर्व पावट रोधिया** ક: પ્ર· ૧લી. ૩ ઘાટ માર્ગ. સંપાદહત્‌નો અપભ્રંશ (?) પાવટનો અર્થ પેંગડાં એવો પણ થાય છે. જેમ "પાય પાવટડે ને કેશરિયે વાગે" ૪ વછ પ્ર. ૨૭. સ્વામી દ્રોહ-નો વિરૂદ્ધ અર્થ લઇએતો ચાકર સાથે છલ કપટ એમ અર્થ થાય. નહિતો બાળક સાથે. ૫ આ કડવું શાંત રસનું ઉપદેશકછે. રાણીને બોધ સારોકર્યો છે. ઘણાક પૈરાણિક ધર્મ બતાવ્યા છે તે હાલના સુધરેલા જુવાનો નાપસંદ કરે. આવી જાતનો ઊપદેશ સુદામા ચરિત્રમાં પણ એજ રાગે કરેલો છે.

## વલણ.

સુતને કુશળ કયાં થકી, જે હરિ નવ ધર્યા રૂદેરે;
એવાં વચન સાંભળી ભૂપનાં, (પછે) મેધાવિની વાણી વદેરે. ૨૧

### કડવું ૨૦ મું.—રાગ કાફી.

મેધાવિની એમ ઉચ્ચરે, સાંભળો મારા સ્વામ;
આ [1]દુષ્ટ કષ્ટ દેઈ લેઇ જશે, [2]પાપી પોતાને ગામ. ૧
ત્યાં સુત મુઓ કે'શે, મન કયમ રે'શે, દહશે મારૂં તન;
કાંઇ ધિરજ ધરિયે, ભેદ કરિયે, વાટ વિષે સ્વામીન. ૨

## [3]ઢાળ.

એમ રોતાં નરને નારરે, [4]જાય વાટને મોઝારરે. ૧
સેવકે [5]બાંધી ઝાલ્યાંરે, બન્ને જણ [6]જોડે ચાલ્યાંરે. ૨
એવે આવ્યું ગામરે, પાપીનો જ્યાં ઠામરે. ૩
જાતાં જાતાં વાટરે, સામા મળિયા ભાટરે. ૪
[7]પ્રધાનને જોઈરે, આવ્યા છે સર્વ કોઇરે. ૫
વાણી એવી બોલેરે, નથી કો સુતને તોલેરે. ૬
[8]પછે પુરોહિત એમ પૂછેરે, વખાણો તે શું છેરે. ૭
કયાં થકી તમો આવ્યારે, ધન કયાં થકી લાવ્યારે. ૮
બોલિયા બંદી જનરે, રાજા તુને છે ધનરે. ૯
મદન તમારો અંશરે, [9]તેણે દિપાવ્યો કુળ વંશરે. ૧૦
ધન તેણે આપ્યાંરે, દારિદ્ર અમારાં કાપ્યાંરે. ૧૧
ભિક્ષુક સર્વ કોયરે, ભૂપતિ સરખા હોયરે. ૧૨
મદન મન શું [10]થોભ્યોરે, વિવા' સુંદર શોભ્યોરે. ૧૩
તમે જોયું સત્પાત્રરે, ચંદ્રહાસ સરખા જામાત્રરે. ૧૪

---

૧ આ ધૃષ્ટબુદ્ધિ પ્ર. ૨જી. ૨ વાતની ગામ પ્ર. ૧લી. ૩ ઢાળ ચાલ ફેર પ્ર. ૧લી. ૪ જાય પ્ર. ૧લીમાં નથી. ૫ બાંધી પ્ર. ૧લીમાં નથી. ૬ જોડે પ્ર. ૧લીમાં નથી. ૭ પ્રધાન રહ્યા છે જોઇરે. પ્ર. ૨જી. ૮ પછે પ્ર. ૧લીમાં નથી. ૯ તેણે પ્ર. ૧લીમાં નથી. ૧૦ અમારા ભિક્ષુકોના મનમાં મદન અટકી રહ્યો છે. અર્થાત્ તે પોતાની ઉદારતાએ કરીને અમારા મનમાં ઠસી-વસી રહ્યો છે.

ધન્ય તમારી [1]કમાઇરે, જે આવો [2]મોકલ્યો જમાઇરે. ૧૫
રૂપે ન જાય વરણિયોરે, તે વિષયાને પરણિયોરે. ૧૬
એવું સાંભળી કર્ણેરે, પાપી પડિયો ધર્ણેરે;
મૂર્છા તેણે ખાધીરે, વચને આંતરડી [3]દાધીરે. ૧૮
ઘણું થયો [4]મહા દુઃખીરે, [5]એટલે આવ્યા ગાલવ રૂખિરે. ૧૯
[6]રૂષિ મનમાં આલ્હાદરે, દેતા આશીર્વાદરે. ૨૦
પુરોહિત તમને ધન્યરે, જે આવો તમારો તનરે. ૨૧
[7]જે વિષયા કુમારીરે, તે [8]તો પુત્રી તમારીરે. ૨૨
જેને ઘટે જેવોરે, તેને સ્વામી મળિયો તેવોરે! ૨૩
તમો મોકલ્યો તે આવ્યોરે, એક [9]પત્ર તમારૂં લાવ્યોરે. ૨૪
[9]તે તો સર્વને મન ભાવ્યોરે, તેને મદને [10]લેઇ પરણાવ્યોરે. ૨૫
[11]એ તો કર્યું શ્રેય કાર્યરે, રૂષિ [12]ગાલવ થયા આચાર્યરે. ૨૬
એવે આવ્યા ગાંધર્વ ગુણવાનરે, કરતા સંગીત ગાનરે. ૨૭
તે દેખીને લોચનરે, [13]રૂદે લાગ્યો હુતાશનરે. ૨૮
[14]ચાટકો લાગ્યો શિશરે, [15]ત્યારે ચઢીછે બહુ રીશરે. ૨૯
વાટમાં આવી રહેતોરે, ધન્ય ધન્ય મુખે કહેતોરે. ૩૦
યાચકને કાંઈ મનરે, રાય આપણને આપશે ધનરે. ૩૧
વળી માંડયું વખાણુરે, પુરોહિતને વાગે બાણુરે, ૩૨

---

૧ લાભ. તમારા વેપાર રોજગાર-કામકાજને ધન્ય છે, કેમકે તેનો લાભ એ થયો કે ચંદ્રહાસ જેવા જમાઇ પામ્યા. કમાઈ શબ્દ આવે અર્થે પ્રેમાનંદેજ ખાસ વાપર્યો છે. ૨ ખોળી કાઢો પ્ર૰ ૨૭. ૩ દાઝી. દગ્ધ ઉપરથી દાધી થઇ પછી દાઝી થાય એમ છતાં દાધવું ગ્રામ્ય ગણાય છે! ૪ ઘણુંને મહા પુનરૂક્તિછે. આવી ભૂલ કવિની સંભવતી નથી. ૫ એવે પ્ર. ૨૭. ૬ રૂષિ પ્ર૰ ૧લીમાં નથી. ૭ જેવી પ્ર૰ ૨૭. ૮ તો પ્ર. ૧લીમાં નથી. ૯ આ બે ચર્ણુ પ્ર૰૧લીમાં નથી. ૧૦ લેઈ પ્ર૰૧લીમાં નથી. ૧૧ એ-તો સર્યુ શુભ કારજરે. પ્ર૰ ૨૭. એતો પ્ર૰ ૧લીમાં નથી. ૧૨ રૂષિ ગાલવ પોતે વર્ણન કરેછે, તેમાં પોતાની બાબત ત્રીજે પુરૂષે સંભવે નહીં. કદાશ પોતા વિષે પ્રધાનને અભાવ હોવાથી ને પોતે ભાખેલા ભવિષ્ય ઉપરથી મર્મમાં કહ્યું હોય. ૧૩ રૂદે પ્ર૰ ૧લીમાં નથી. ૧૪ અને વીરકો લાગ્યો શિશરે પ્ર. ૨૭. ૧૫ ચઢી મહા રીશરે પ્ર૰ ૧લી.

સેવકને કીધી સાનરે, આપો પાટુ મુષ્ટિ દાનરે! ૩૩
ગાંધર્વના મૃદંગ [1]ફોડ્યાંરે, આંતરડાં તાણીને ત્રોડયાંરે! ૩૪
ભાગી ભેર ને નફેરીરે, તાલ કાંસી નાંખ્યાં વેરીરે. ૩૫
ભાટને દીધી શિક્ષારે, બ્રાહ્મણ [2]મંગાવ્યા ભિક્ષારે. ૩૬
[3]વેદ પુસ્તકને ત્રભાણીરે, તેના ઝોળિયા લીધા તાણીરે! ૩૭
ઋષિ વેદિયા બહુ મોટારે, તેના માથામાં માર્યા સોટારે! ૩૮
ભાટ બ્રાહ્મણ નાઠા જાયરે, અખડાઇ પડેને બેઠા થાયરે. ૩૯
ઋષિ કહે રાય થયા તુષ્ટમાનરે, વધામણીમાં [4]ખુસાનાં દાનરે! ૪૦
કેટલા સાહી બંધન કીધારે, આગળ દોરીને લીધારે. ૪૧
પછે કુલિંદ મૂકયો છોડીરે, પાપી બોલ્યો કર જોડીરે. ૪૨
સુણો કુલિંદ રાજાયરે, એતો મારોછે અન્યાયરે. ૪૩
પાછા ફરી ઘેર જાઓરે, તમો વળી રાજા થાઓરે. ૪૪
જે [5]ચંદ્રહાસ તમારોરે, તેતો પૂજ્ય થયોછે અમારોરે. ૪૫
[6]મેં તમને દુઃખ દીધુંરે, તમારૂં નગ્ર લૂંટીને લીધુંરે. ૪૬
તે સહી કેમ રહેશોરે, પણ પુત્રને ના કહેશોરે. ૪૭
જો જાણશે મુજને પાપીરે. (તે) મારૂં મસ્તક નાખશે કાપીરે. ૪૮
*જાણે આપ્યું પ્રાણનું દાનરે, ક્ષમા કરી રહેજો રાજાનરે. ૪૯
*જે કુંવરછે તમારો કાલોરે, તે મદનપેં મને ઘણું વા'લોરે. ૫૦
*હું વિષયાને સાથે લાવીશરે, અને કાલ બોલાવીને આવીશરે. ૫૧
*સાંભળી ઉપન્યો આનંદરે, બોલ્યો રાજ કુલિંદરે. ૫૨
*જો પુત્રી તમો આપીરે, તો એવાં અમો નથી પાપીરે. ૫૩
દુઃખ સઘળું સમાવી [7]રહેશુંરે, પણ પુત્રને નહિં કહેશુંરે. ૫૪
પછે નર નારી પાછાં વળિયાંરે, પુત્રના દુઃખથી [8]ટળવળિયાંરે; ૫૫

---

૧ ફોડી. જંતર નાખ્યાં તોડીરે પ્ર. ૨ જી. ૨ બ્રાહ્મણ પાસે (બળાત્કારે) ભીખ મગાવી એવો અર્થ બેસે. ૩ કોના પ્ર.૨જી. ૪ ખુધુંના અર્થમાં ગ્રામ્ય શબ્દ છે. ૫ પુત્ર પ્ર. ૨જી. ૬ મેં પ્ર. ૧લીમાં નથી. * આવા ચિનની પાંચ પંક્તિયો પ્ર. ૨જીમાં નથી. ૭ રહેવું ને અને કહેવું પ્ર. ૨ જી. ૮ ઘણું કરીને કડવાના છેવટના ચર્ણમાંના શબ્દ તેજ અર્થે વલણમાં પલટાવાની પદ્ધતિ છે, ટળવળવું ને ટળવું અર્થમાં જૂદા છે. કદાચ એકલા ટળને ઉપાડી લઈ યમકની ખૂણી આણી હોય.

## વલણ.

[1]દુઃખ ટળ્યું કુંવર કુશળો, કુલિંદ તે સુખિયો થયોરે;
પછે પાપીએ શું કીધું જે, પોતાને મંદીર ગયોરે. ૫૬

### કડવું ૨૧ મું.–રાગ [2]કાહ્યાલેરો.

નારદજી એમ વાણી વદે, સુણ્ય અતલિબળ અર્જુન;
પાપી પુરોહિત પુરમાં આવ્યો, રીશે ભર્યા લોચન. ૧
મારામાર કરતો પુરમાં પેઠો ને, લોક સામા આવે;
શુદ્ધ નહિ શરીર પોતાને, મિત્રને નવ બોલાવે. ૨
[3]પ્રજા સર્વે વિસ્મે પામી, સેનાપતિને ચઢિયો કોપ;
કાગળે લખ્યું [4]તેટલું ના ખર્ચ્યું, મદને મર્યાદા કીધી લોપ. ૩
[5]જોવા આવે તે ત્યમ નાસે, ઉભો નવ રહે, સેવકને મારે;
ધુંધવાતો ફુંફવાતો [6]આવ્યો, પાપી રાજદ્વારે. ૪
પ્રતિહારે જઇ કહ્યું અંતઃપુરમાં, મદનને નામી શિશ;
[7]જીરે ધૃષ્ટબુદ્ધિ આવ્યા એ પેલા, ચઢીછે કાંઇક રીશ. ૫
પાળે પાગે અતિ અનુરાગે, પીતામ્બર પલવટ વાળી;
પિતાજી સામો સંચરિયો, કરે ગ્રહી પૂંજાની થાળી. ૬
અષ્ટમાસિદ્ધ નવનિધ મેં ખર્ચી, (તે) થયું હશે પિતાને જાણ;
મદને જાણ્યું જે મુને પિતાજી, કાંઇક આપશે લા'ણ;૭
ગાલવ રૂષિયે ગમન કીધું, [8]ત્યાંથી રીશે ચઢયો મહારાજ;
પિતા પુત્ર વઢીને મરશે, [9]અહીં રહ્યાનું નહિ કાજ. ૮
ઓઢી ચુંદડી મિંઢળ હાથે, પીળું પીતામ્બર પે'રી;
વિષયા વેગે આવી મળવા, તાતે ન જાણ્યો વરનો વેરી. ૯
[10]દાસ દાસી ઘરના બ્રાહ્મણ, મદન સહિત સર્વ મળવા;

---

૧ દુઃખ ગયું કુંવરનું, પછે કુલિંદ સુખિયો થયોરે પ્ર.૨જી. ૨ રાગ કેદારો પ્ર. ૨જી. ૩ પ્રજા સર્વકો વિસ્મે થાતી, સેનાપતિને થાતો કોપ. પ્ર.૧લી. ૪ તેટલું ખર્ચ્યું. પ્ર. ૧લી. ૫ કોઇ જોવા આવે કે તે ( પુરોહિત ) નાસવા માંડે; ઉભો રહે નહીં ને સેવકોને મારે એવો અર્થ સંભવે છે. ૬ દંતડસતો પ્ર. ૨જી. ૭ ધૃષ્ટબુદ્ધિ આવ્યો પોળે પણ ચઢી છે બહુ રીશ પ્ર. ૨જી. ૮ ઘણું રીશે ભરાયો મહારાજ પ્ર. ૨જી. ૯ નોહે આપણું રહ્યાનું કાજ પ્ર. ૧લી. ૧૦ દાસ દાસી બ્રાહ્મણ મદન સહીત સર્વે આવ્યા મળવા. પ્ર. ૨જી.

આવ્યા પીળું કુસુંબ કેશરિયે વાગે, દેખો અદેખો લાગ્યો બળવા. ૧૦
પુત્ર પ્રત્યે ક્રોધ કરીને આવ્યો, પૃથ્વી પછાડયું પૂજાનું પાત્ર !
કહે કુંવર મૂઢ મૂર્ખ મારા તેં, શત્રુ કીધો યામાત્ર. ૧૧
તેં કીધું તે રિપુ સંગાથે, તુને લેઇ પૃથ્વીમાં દાટું!
એવું કહી પાસે જઈ [1]પાપીએ, પુત્રને મારી પાટુ ! ૧૨
જેમ ચંદ્ર પડે વ્યોમથી ભોમ, [2]રાહુ ગ્રહી લે જેવે !
તેમ મદન કુંવર [3]મૂર્છાંગત કીધો, પિતા પ્રહાર તેવે. ૧૩
હાહાકાર થયો મંદિરમાં, દાસ દાસી [4]ત્રાસે નાસે !
ખળભળાટ થયો ખડકી લગે, મંત્રી કાળ સરખો ભાસે. ૧૪
ત્યારે [5]રૂદે ગ્રહી ઉઠયો સુત સાધુ, પ્રહાર [6]કરે પિતા કર જોડ !
તમો વિષ્ણુ વિરંચી [7]જેવા મારે, પણ કાઢો કુંવરની ખોડ. ૧૫
ગુરૂ જેષ્ટ ભ્રાત ને [8]પિતામહ, તેનું વચન લોપે તે મહાપાપી !
મેં તો તમે લખ્યું તેટલું [9]ખર્ચ્યું. જે કાગળમાં આજ્ઞા આપી.૧૬
પછે પુત્રે પત્ર આપ્યું શોધીને, [10]ખડબડ કરતાં લીધું;
સર્વે દેખતાં શોક સહિત, ઉકેલી અવલોકન કીધું. ૧૭
(જુએતો)[11]વિષની વિષયાનો અક્ષર દીઠો, [12]શું અજાણે લખાયો!
[13]મેંતો મીઠા કુંવરને પુઠે ચર્ણે માર્યો, લખતાં મારો કર કપાયો.૧૮

## વલણ.

કર કપાયો વાંક જાણી, પુત્ર શું ભેઠયો મળ્યોરે;
પણ અરે એ દિકરાને [14]પરણ્યા થકી, દુઃખે રૂદયા શું બળ્યોરે.૧૯

---

૧ પાપીએ પ્ર. ૨જીમાં નથી. ૨ રાહુયે ગ્રહ્યો હોય જેવે. પ્ર. ૨જી. ૩ મૂર્છાગત પામ્યો, પિતા પ્રહારથી તેવે. પ્ર. ૨જી. ૪ ત્રાસે પ્ર. ૨જીમાં નથી. ૫ સાધુ પુત્ર છાતી ઝાલીને પ્રહારથી (પડેલો) ઉભો થયો ને બાપને હાથ જોડયા. ૬ થયો પ્ર. ૧લી. ૭ સરખા પ્ર. ૨જી. ૮ પિતા પિતામહ પ્ર. ૨જી. ૯ કીધું છે પ્ર. ૨જી. ૧૦ કચવાતે મને. એ શબ્દ વપરાતો સાંભળ્યો નથી. ધણી ધણીઆણીને " ખાંડાબેડું " ચાલે છે એમ બોલે છે તેનો સંબંધક હોય. મંત્રીએ પ્ર. ૨જીમાં છે. ૧૧ જુએ તો વિષની વિષયા દીઠી, એવું હોત તો અર્થ વધારે સ્પષ્ટ થાત. છઠ્ઠીનો સંબંધ બરાબર મળતો નથી. " શબ્દ " તે ઠેકાણે " અક્ષર " વાપર્યો છે. હજી પણ મેં તેને બે અખેરા ( અક્ષર, બોલના અર્થમાં ) કહ્યા એમ બોલાય છે. ૧૨ શું મેં પ્ર. ૧લી. ૧૩ મેંતો મિથ્યા કુંવરને કઠિણ ઘણો માર્યો! કેટલાંક ચરણમાં અક્ષર ઘણા વધી ગએલા છે. પ્ર. ૨જી. ૧૪ પરણ્યો, તો તે દુઃખે રૂદયા બળોરે! પ્રત ૧લી.

## કડવું ૨૨ મું.–રાગ મારૂણી.

પછે પુત્ર પ્રત્યે પિતા કહે છે, તું સાંભળ સાચું [1]જાત !
મારગ માંહે સાંભળી, એક ઉડતી એવી વાત. ૧
જે પત્ર લખ્યું મેં ખપ કરી, સાધુ સંગાથે કા'વ્યું;
તે કાગળ ફાડી કટકા કીધા, [2]મદનને મન ન આવ્યું. ૨
‡એવું સાંભળી તે વેળાનો, કોપ મુજને ચઢિયો;
‡હું તે માટે અણપ્રિછયો આવી, તુજ સંગાથે વઢિયો. ૩
કયાંછે કુંવર કુલિંદ કેરો, આપણો રે જમાઈ;
મળવાને મારૂં મન ઈચ્છેછે, કાં જે અંતરની સગાઈ ! ૪
એવા સગા [3]સ્વપ્ને કયાંથી, વૈષ્ણવને વળી હાલ્યા !
કષ્ટ પડે આપણને ઉગારે, એતો મોટા પુરૂષની છાયા! ૫
[4]મદને જાણ્યું બહુ પ્રકારે, અમ પિતાએ ઇચ્છયો !
તેડવા ધાયો શીઘ્રશું પણ, કપટ કાંઈ નવ પ્રિછયો. ૬
ચંદ્રહાસને ચર્ણે લાગી, [5]મદને કહી એક વાત;
તમને મળ્યા વિના નથી પાણી પીતો, [6]સાધુ તે મારો તાત ! ૭
જો શીઘ્ર થઇને તમ સંગાથે, વિષયાનું લગ્ન સાધ્યું;
તો ગેહેલાં પિતાજીનું, [7]મન હું ઉપર વાધ્યું. ૮
હરિ ભકત હરખીને ઉઠયો, સાળા સાથે ચાલ્યો;
વાટમાં વાતો કરતાં કર, અન્યોઅન્ય ઝાલ્યો. ૯
બાંહે બેરખા પાંચે પોંચી, બન્યો બેલડિયે વળગ્યા !
[8]જાણે અશ્વિનીકુમાર યુગ્મ જોડું, એ નથી થાતા (હો અસ્વ) અળગા!૧૦
પુરોહિતે આવતા દીઠા, બેહુ બત્રીશ લક્ષણા વીર;

---

૧ સંબોધન લઈએ તો હે જાતવાન એવો અર્થ. તું જાતે (પંડે) એવો અર્થ પણ લઇ શકાય. ૨ મદનનું મન મનાવ્યું. આમ લઇએ તો ચંદ્રહાસે ફાડયાનો ભાવ નીકળે, પણ તે મદને ફાડી નાખ્યો એમ કવિનું કહેવું છે. પ્રત ૨જી. ‡ આ બે દ્વીટિયો પ્રત ૨જીમાં નથી. ૩ સજન પ્રત ૨જી. ૪ મદને જાણ્યું બનેવીને, એમ પિતાએ ઈચ્છો, તેડવા ધાયો સાધુને પણ, પ્રત ૨જી. ૫ મદને પ્રત ૨જીમાં નથી. ૬ સાધુ પ્રત ૨જીમાં નથી. ૭ મનડુ, તમ ઉપર વાધ્યું. ૮ શોભા બન્નેની શી કહું, જેમ ચંદ્રથી તારા અળગા પ્રત ૨જી.

ચામાત્રનાં [1]યુગ્મ લોચન તે, સસરાને મન તીર! ૧૧
[2]ગતે કરીને પવન સરખો, ગંભીરતાએ સમુદ્ર!
[3]દેહે જાણે અનળ સરખો, શીતળતાએ ચંદ્ર. ૧૨
સંગ્રામે સુરપતિ સરખો, [4]ગણેશ સરખો ગુણવાન;
મહિમાએ મહાદેવ સરખો, તેજે કરીને ભાણુ. ૧૩
મસ્તકે મુકુટને કાને કુંડળ, નીલમણી ઉજ્વળ મોતી!
કંઠે કંઠી ને હાર હેમને, દુગદુગી રહી છે [5]દ્યોતી. ૧૪
શોભે સૂક્ષ્મ કટિ કંદોરો, [6]ધ્રુટિ કેરે કમલનો વાગો!
ધૃષ્ટબુદ્ધી ભરી દૃષ્ટે જોયો, જમાઈ રાજ સરખો લાગ્યો. ૧૫
પુષ્પ પરિમળ ચંપક ચંદન, [7]અંગ અરગજાના રોળ!
મિંઢળ કરે[8] બાંધ્યું વરે, રંગત [9]અધર તંબોળ! ૧૬
નેત્ર નેહ ભર્યાં જાગરણે, [10]આવર્યા છે વિષયા નાર!
સસરા પાસે આવ્યો સાધુ જમ, [11]સ્થાનકથી શાર્દૂલ નિસરે બાર. ૧૭
[12]પુરોહિતે પ્રેમ જણાવી, લોક લાજ ત્યાં માંડી!
મુખે હસતો વાતો કરતો, રૂદેની રીશ ન છાંડી. ૧૮
આવો સાધુ પૂજ્ય કહીને, પાપી કપટે ભેટયો ભૂર!
કો શૂર જાણી સ્નેહ આણી, જેમ રાહુયે [13]ભેટયો સૂર. ૧૯

---

૧ લોચન યુગ્મ તે પ્રત૧લી. ૨ ગતિએ વેગે. ૩ વિવાદે જાણે નળ સરખો. પ્રતરજી. ૪ ભક્તિયે ધોબ સમાન! પ્રત ૨જી. ૫ ઘુત્ ધાતુ પરથી પ્રકાશી. સોહોતી પ્રતરજી. ૬ ઘુઘરી ઘમ ઘમ વાજે; ધૃષ્ટબુદ્ધિ ભરી દૃષ્ટે જોતો, જમાઈ જમ સરખો ભાસે; પ્રતરજી. બીજી પ્રત પ્રમાણે લેતાં પ્રાસ બેસતા નથી. જમાઇને જમની ઉપમા આવું વર્ણન કર્યા પછી ઘટતી નથી. ૧લી પ્રત પ્રમાણે લેતાં ધ્રુટિ ઇ૦ ચરણનો અર્થ સ્પષ્ટ થતો નથી. ધ્રુટિ ધ્રુટ્ ધાતુ ઉપરથી રક્ષણ કરનાર અર્થ થાય. કમલ કરી કોઇ તેવી જાતના કપડાં નું નામ હોય, તોપણ કેરે શું બતાવે છે? ૭ અંગ પ્રત ૨જીમાં નથી. ૮ હાથે પ્રત ૧. ૯ અધર બીંબ પ્રત ૨. ૧૦ એ વરિયો છે વિષયા નારી; પ્રત ૨જી. ૧૧ ધૃષ્ટબુદ્ધે બુદ્ધ વિચારી પ્રત ૨જી. ૧૨ પ્રોહિતે પ્રેમ જણાવિયું ઉઠયો લોક લજ્જા માગી, દંત કાઢે દીપોત્સવી, હૈડે હુતાશની લાગી. પ્રત ૧. ૧૩ બે જગાયે ભેદયો એવું પ્રત ૧લીમાં છે.

## વલણ.

[1]સૂર સરખો શોભતો સાધુ, મળ્યો સસરાને મને કરીરે !
નારદ કહે પછે કુલિંદ કુંવરને, કેઇ પેરે રાખ્યો શ્રી હરિરે. ૨૦

### કડવું ૨૩ મું.—રાગ મારૂની દેશી ટુંકડી.

[2]નારદ કહે સાંભળ અર્જુન, ધૃષ્ટબુદ્ધિ વિચારે મન !
[3]યામાત્ર તે મને મળિયો, સસરાનો સ્નેહ નવ કળિયો. ૧
ધૃષ્ટબુદ્ધે વાત વિચારી, આ પુત્રીને પરણ્યો ભિખારી;
કો' શત્રુને દેખી કેમ રાચું, ગાલવિયાનું વચન થયું સાચું. ૨
એ જામાત્રને જુગતે મરાવું, [4]વિષયાને તે વિધવા કરાવું;
એ યુદ્ધે નહીં ઝીતાય, [5](કંઇ) કરૂં કપટ કશો ઉપાય. ૩
યદ્યપિ જો છે મુને પાપ, પુત્રીને વિધવા કરેછે બાપ;
પૂજ્ય મારે હત્યારો થાઉં, [6]પેરે અડસઠ તીરથ નાં'ઉં. ૪
એવી વાત વિચારી છે જેવે, રૂષિ ગાલવ પધાર્યો તેવે,
સભા સર્વે માનજ દીધું, શામ મુખ પ્રધાને કીધું. ૫
પ્રધાન બોલેરે વચન, સાંભળો ચંદ્રહાસ રાજન;
કહોજી વિપ્ર દેખીતા મોટા, પણ પ્રશ્ને પડે છે ખોટા. ૬
પૂર્વે કોઇ એક હુતો અધિકારી, તેને પુત્રી એક કુંવારી;
એક જુગમાં જાણીતો [7]પુર્ખ, વણ વિચારે બોલ્યો મૂર્ખ. ૭
(હે) અધિકારી પુત્રી આજે તારી. તેને પરણશે રંક ભિખારી;
તે વેળા હુતો હું તો પાસે, મેં તો [8]નિશ્ચે જાણ્યો વિશ્વાસે. ૮
પછે તે ભિક્ષુક રડવડી મુઓ, તે કન્યાને પરણ્યો [9]જૂઓ;
એમ સાચુ બ્રાહ્મણ બોલે! જાણે (જે) નથી [10]જાણતા અમ તોલે. ૯
પણ કહ્યું જેતું નવ થાય, તે દેશ [11]ત્યાગી ઉઠી શે ન જાય!
એમ મર્મ બોલ્યો વાણી, જમાઇને નથી ઓળખતો જાણી. ૧૦

---

૧ સૂરજ પ્ર. ૨ જી. ૨ આ લીટિ પ્રત ૧ લીમાં નથી. ૩ જામાત્ર તે મુજને મળિયો, સસરાનો સંભેવ વળિયો, પ્રત ૨જી. ૪ વેર વિષયાને વિધવા કરાવું પ્રત ૧લી. ૫ કંઈ પ્રત ૨જીમાં નથી. ૬ પેરે પ્રત ૧ માં નથી. ૭ રૂષિ,-તે વણ પુછે બોલ્યો મૂખી. પ્રત ૨જી. પુરૂષ ઉપરથી અપભ્રંશ. ૮ અહીં નાંમછે. નિશ્ચય; ને તે જાણ્યોનું કર્મ. ૯ ગ્રામ્ય શબ્દ. જૂદો ઉપરથી. ૧૦ અહી કોઈ કર્તા અર્થે અધ્યાહારછે. ૧૧ તજીને.

ત્યારે યામાત્રે નીચું નિહાળ્યું, પણ ગાલવે પાછું વાળ્યું. ૨૧
પોતાનો હાથ ઉંચો કીધો, પ્રધાન વચનમાં લીધો. ૨૨
અલ્યા એમ શું બોલે હો ત્રાડે, બ્રાહ્મણનું ખોટું કોણ પાડે. ૨૩
મિથ્યા થાય રામનું બાણુ, પણ વિપ્રનું વચન પ્રમાણુ! ૨૪
કદાપિ પડે આકાશના તારા, તોયે બ્રાહ્મણ નો'યે [1]ખોટારા. ૨૫
રવિ ચંદ્ર મંડળ [2]ધ્રુવ ચળે, પણ રૂષિનાં કહ્યાં નવ ટળે! ૨૬
ડગે શેષ નાગ ને મેર. [3]તોયે ના પડે કહ્યામાં ફેર! ૨૭
સાત સાગર મર્યાદા મૂકે, પણ વિપ્ર વચન કંઇ નવ ચૂકે! ૨૮
જો એક થાયે ચૌદલોક, (અમારાં) બાળકાં બોલે તે ન હોયફોક! ૨૯
વિપ્રથી વાજ આવ્યો વિધાતા, [4](મુની)મઘવા મહાદેવ વિષ્ણુથી માતા. ૩૦
તો કોણ માત્ર તું રાંક, જે કાઢેછે વાડવનો વાંક! ૩૧
[5]તેં જે કહ્યો અધિકારી, તેની પુત્રીને પરણ્યો ભિખારી! ૩૨
તેણે મારવાનો ઉપાય કીધો, તે કૃષ્ણે ઉગારી લીધો! ૩૩
તેને કોઇએ ન શકે ગાંજી, પરણ્યો સસરાના [6]હોઠ ભાંજી! ૩૪
ગાલવે [7]વિકાર્યું રૂપ, ત્યારે થરથર ધ્રુજતો ભૂપ. ૩૫
જાણ્યું શાપે [8]બાળશે વળી, પછે પ્રધાન બોલ્યો મળી. ૩૬
[9](જે)થનારહોયતે થાઓ આ ઘડિયે. (આપણુ) પારકી વાતમાં શિદ પડિયે. ૩૭
પછે ઉઠી ગયો અજાણ, રૂષિનાં વાક્યો થઇ વાગ્યાં બાણુ. ૩૮
રહ્યો ના શકાય મેં આવું, એ યામાત્રને કપટે મરાવું. ૩૯
રૂષિને વચને થયો પરિતાપ, [10](એ) માર્યાનું મુને ન લાગે પાપ.૪૦
પાછલો દિવસ ઘટિકા ચાર. તે વેળા તેડયો કુલિંદ કુમાર. ૪૧
દેખી મુખડું હસ્તું કીધું, મન વોણું માનજ દીધું. ૪૨

---

૧ ખોટા અર્થે. ૨ શું ચળે પ્ર· ૨જી. ૩ તોયે અમારા કહ્યામાં ન હોય ફેર પ્ર· ૧લી. ૪ મુનિ વિષ્ણુ વગેરેથી માતા એવો અર્થ. મુનિને મહાદેવ માનતા પ્ર. ૨જી. ૫ પૂર્વ એક હુતો પ્ર. ૨જી. ૬ હાથ પ્ર· ૨જી. ૭ વેકૂર્યું પ્ર· ૧લી. ૮ નાખશે બાળી પ્ર· ૨જી. ૯ આપણુ પારકી વાતમાં શિદ પડિજે, મિથ્યા વાદ કરીને વઢિજે પ્ર· ૨જી. ૧૦ એમાં શાનું લાગે મુને પાપ પ્ર ૨.

તમને હું બોલાવુંછું લાડે, જે સગપણ [૧]સિધ્યા [૨]આડે. ૪૩
સાંભળો કુલિંદજીના કાલા, મુને મદન પેં ઘણું તમો વા'લા. ૪૪
સગા તે સોનાનું [૩]ઢીમ, આંખ્ય થાય છે ટાઢી હીમ ! ૪૫
પણ એક કામ ભૂલ્યાછો તમો, હિત માટે કહુંછું અમો. ૪૬
બીજા ભુંડું મનાવે શાનું, વા'લા હોય તે કહે છે છાનું. ૪૭
એક જુને પૂર્વજે જે સેવી, અમારી કાળકા છે [૪]કુળદેવી. ૪૮
જે કોઇ નવો જમાઇ થાય, તે કરે દેવીની પૂજાય. ૪૯
આયુધ્ધ વિના એકલો જાતે, પણ પુનમની મધ્ય રાતે. ૫૦
જો શકિત સંતોષ થાયે, તો વિઘ્ન આત્ર તે જાયે. ૫૧
દે'રૂં નગ્રથી [૫]ઓતાડું, વાટ તેની એંધાણી દેખાડું. ૫૨
છેક પૂરની પૂઠે ફરજો, [૬](પણ) પવિત્ર પણે પૂજા કરજો. ૫૩
સાંભળી હરખ્યો હરિનો દાસ, જાઉં કહી ઉઠયો ચંદ્રહાસ. ૫૪
આઈની પૂજા વિધ વિધ અણાવી, તે મદનને વાત ન જણાવી. ૫૫
ધૃષ્ટબુધ્ધે કર્યો વિચાર, ચાંડાળ તેડાવ્યા ચાર. ૫૬
છાની વાત એક તેને કહી, પે'લાંની પેઠે કરવું નહીં. ૫૭
પૂર્વે કામ મારૂં નવ કીધું, છેતરી ધન મારૂં લીધું. ૫૮
એક તમને દેઉંછું કાજ, કેવું કરો છો આજ. ૫૯
એક અવડ જુનું છે દે'રૂં, ત્યાં તમને મોકલુંછું [૭]હેરૂ. ૬૦
પૂજાનું પાત્ર જેને હાથે, એકલો બીજો નહિ કો સાથે. ૬૧
તમો રહેજો દે'રા પુઠે, તે જ્યારે પૂજા કરી ઉઠે. ૬૨
દ્વારે ખડ્ગ સામાં ધરજો, [૮]નિસરતાં કાપી કટકા કરજો. ૬૩

---

૧કીધું પ્ર. ૨ જી. ૨ આડે-ખરો અર્થ અંતરાયે; પણ લીધે-સંબંધે જેવા અર્થમાં તે થઇ શકે. જેમ કામ આડે મારાથી અવાય નહીં. કામના અટકાવથી કે કામને લીધે. અહીં સગપણ સિદ્ધ થયાને લીધે હું તમને લાડેથી બોલાવુંછું એવો અર્થ સંભવે. સિધ્યાને ઠેકાણે બીજી પ્રત પ્રમાણે કીધું લઈએતો આડે (આડા કુંવર મદને) લગ્ન કીધું માટે હું તમને લાડથી બોલાવુંછું એમ અર્થ થઈ શકે. ૩ ઢીમસું-ઢીમચુંના અર્થમાં હશે. ૪ કુલ પ્ર. ૨જીમાં નથી. ૫ પુઠે ઓતાડું પ્ર. ૨જી. ૬ પણ પ્ર. ૨જીમાં નથી. ૭ છૂપા ભેદુ તરીકે (spy) જેને મોકલે તે. ૮ શત્રૂને મારી કડકા કરજો. પ્ર. ૨જી.

જો કરશો એટલું કામ, તો આપીશ એકેકું ગામ. ૬૪
ચાંડાળ કહે શિર નામી. એ કાર્ય અમારૂં સ્વામી. ૬૫
હરખીને ચારે ચાલ્યા, [1]ખાંડાં પાણીવાળાં ઝાલ્યાં. ૬૬
સંતાઇ ચારે રહ્યા, પણ [2]ચંદ્રહાસ નવ ગયા. ૬૭
જેના હરિજીયે ઝાલ્યા છે હાથ, શાલિગ્રામ બાંધ્યા [3]કંઠ સાથ. ૬૮
[4]તેને કોણ કપટે મારે, જેને અવિનાશી ઉગારે. ૬૯

## વલણ.

ઉગારે અવિનાશી [5]તેને તે, કોય ગાંજે નહીંરે;
નારદ કહે સાંભળો [6]અર્જુન, એ કથા એટલે રહીરે. ૭૦

### કડવું ૨૪ મું–રાગ મેવાડો.

[7]હવે જૈમિનિજી એમ કહે, તું સાંભળ જનમેજય રાયજી!
તે નગ્ર માંહે કુંતલ રાજા, તેને એક કન્યાયજી. ૧
ચંપકમાલિની નામ તેનું, પણ વિષયાની સહિયારીજી;
[8]કષ્ટ ઘણું તે કલેવરમાં, પોતે રહી કુંવારીજી. ૨
ચંપકમાલિની મન વિમાસે જે, વિષયાના વરને વરૂંજી;
એથી અધિકું મુને કોણ મળશે, તે સાથે વીવા કરૂંજી. ૩
પણ વૃદ્ધ પિતાને કે'વાય નહિ, જે છત્રપતિ મહારાજજી;
કન્યાયે મદનને કહ્યું, મૂકી મનની લાજજી. ૪
મદન મંત્રી મા'રાજ પાસે નિત્યે, સેવા કરવા રહેતોજી;
કુંતલ રાજા મનની વાત તે, મદનને ગાંડી કહેતોજી. ૫
પણ પૌર્ણમાસિની પહોર રાતે, આવ્યું રાજાને સ્વપનજી;
તે વેળા(એ) ભડકી ઉઠયો, પાસે દીઠો મદનજી. ૬
અરે મદન! કોઈ બ્રાહ્મણ છે જે, જાણે ત્રિકાળનું જ્ઞાનજી;
તે વેળા મદને તેડાવ્યા, ગાલવ મુનિ ભગવાનજી! ૭
કરજોડીને પ્રશ્ન પૂછયું જે, આવ્યું ઘોર સ્વપનજી;

---

૧ બેઠુ પાહિણિયા કરમાં ઝાલ્યાં. પ્ર. ૧લી. ૨ ચંદ્રહાસે નવ લહ્યા. પ્ર. ૧લી. ૩ ગ્રહ્યા પ્ર. ૧લી. ૪. તેને કોણ કપટે કરી મરાવે, જેને અવિનાશી ઉગારે ભાવે. પ્ર.૨જી. ૫ સર્વથી પ્ર. ૨જી. ૬ પાર્થ પ્ર. ૨ જી. ૭ જૈમિનિ વાણી બોલિયા, સુણ જનમેજય રાયજી; પ્ર. ૨ જી. ૮ એક એકથી રૂપેં રૂડી, બન્નો સરખી નારીજી. પ્ર. ૨જી.

ઉંટે [1]બેશી દક્ષિણ ગયો હું, કરતો રૂધિર પ્રાશનજી. ૮
કાળ પુરૂષ [2]વાટમાં મળ્યો તે, ગ્રસવા પુંઠે ધાયોજી;
ગળીના કુંડ [3]વિષે હું પડિયો, કંપે કરી લેપાયોજી. ૯
એવું સાંભળી ગાલવ બોલ્યા, વિચારી અંતઃકર્ણજી;
(અરે)મહારાજ આજથી છઠે માસે, આવ્યું તમારૂં મર્ણજી. ૧૦
કહેતા માંહે કુંતલ ઉઠયો, મદનને સોંપ્યો ભારજી;
હું તપ કરીને સ્વર્ગે જાઇશ, [4](અને) તું મારો કુમારજી. ૧૧
પણ દાઝ રહી એક મોટી મનમાં, કુંવરી નવ દેવાઈજી;
મેં દશ વર્ષ લગી પુત્રીને, ન ખોળિયો જમાઈજી. ૧૨
હવે તું પરણાવે મદન ભાઇ, એ બેન છે તારીજી;
ત્યારે કરજોડીને મદન કહે છે, સાંભળો વિનતિ મારીજી. ૧૩
મેં વિષયા બેનને પરણાવી, ચંદ્રહાસ રાજનજી;
[5]કુળે ગુણે બળે પૂરો, સાધુ ને સજનજી. ૧૪
ચૌદ-વિદ્યા સંપૂર્ણ જાણે, [6]નર્ખે હર્ખે મનજી;
આજ્ઞા હોયજો તમારી તો, તેડી લાવું રાજનજી. ૧૫
ત્યારે ગાલવ કહે એ વર કેરૂં, [7]લગ્ન કરો થઇ મગ્નજી;
(અને) વી'વા કરોતો આજ મધરાતે. છે ઘડિયાં લગ્નજી. ૧૬
હે મદનજી જાઓતો સાધુને, શીઘ્રે તેડી લાવોજી;
હું દેખતાં હરિભકતને, પુત્રી મારી પરણાવોજી. ૧૭
મદન [8]ચાલ્યો ચંદ્રહાસને તેડવા, અશ્વ થઈ અસ્વારજી;
એવે વાટમાં સામો મળ્યો, કુલિંદ તણો કુમારજી. ૧૮
પીતામ્બરની પલવટ વાળી, પૂજાની થાળી લીધીજી;

---

૧ ચઢી પ્ર. ૨જી. ૨ વાટે સામો મળો પ્ર. ૨જી. ૩ વિષે હું નાડયો કંઠે પ્ર. ૧ લી. ૪ અને પ્ર. ૨જીમાં નથી. ૫ કુળ રૂપ અતિશે રૂડું, સાધુનું સાજનજી પ્ર. ૨જી. ૬ નીરખવાથી. નર્ખેમાં ય ની જરૂરછે, અરધો ય બોલાય પણ છે, છતાં હાલ લખવામાં નથી લેતા. જૂનાં લખિત પુસ્તકોમાં ય હોયછે. કવિ દલપતરામે તેની જરૂર વિષે એકવાર લાંબી ચરચા ઉઠાવી હતી. ૭ ભાગ્યે બાઝે દવડુજી, અને વીવા કરોતો આજ મધરાતે લગ્ન છે ઘડિયાડુજી પ્ર. ૧ લી. ૮ જાયે પ્ર. ૨જી.

[1](અને) સોમ સરખું વદન વિરાજે, કેશરની અરચા કીધીજી. ૧૮
હરિ ભકતને [2]દેખી અશ્વથો, મદન મેદિની ઉતરિયોજી;
વિસ્મે થઈને આવ્યા પાસે, પાય લાગી પ્રણામ કરિયોજી. ૧૯
અરે મહરાજા આ મધ્યરાત્રે, સેવક રહિત ઉઘાડું ગાત્રજી;
શસ્ત્ર વસ્ત્ર વિના સ્વામી છો. કર શું પૂજાનું પાત્રજી ? ૨૦
ચંદ્રહાસ કહે પિતા તમારે, [3]મુજને આજ્ઞા આપીજી;
શ્વશુર તે પિતાને સ્થાનક, વચન લોપે તે મહા પાપીજી. ૨૧
અમારે કુળદેવીને પૂજે, જે થાય નવો [4]પૂજનિકજી;
માટે મધ્યરાત્રે [5]મોકલું છું, (કહ્યું) કોની ન ધરશો બીકજી. ૨૨
(સાંભળીને)થરથર ધ્રુજે કાંઈ ન સુઝે, મદને વાતને જાણીજી;
પિતા મારો મહા પાપી છે, રખે લેતો પૂજ્યના પ્રાણીજી. ૨૩
અરે [6]સુરધિ! પ્રાતઃકાળે, કુળદેવીનું પૂજન [7]કરવુંજી;
રાજ પુત્રીને વરજો ને રાજ કરજો, મહારાજ નિર્મ્યું છત્ર ધરવુંજી. ૨૪
અરે મદન! કો મેરૂ આપે કનકનો. [8]તોયે ના હું જાતો મૂકુંજી;
સસરાનું વચન લોપી, સાધુ થઈ કેમ ચૂકુંજી. ૨૫
મદન કહે તમને પ્રાણ સોંપ્યોછે, સાટે હું કરૂં પૂજાયજી;
તમો પધારો રાજ્ય ભવનમાં, કાંજે લગ્ન વેળા જાયજી. ૨૬
શસ્ત્ર વસ્ત્ર અશ્વ આપીને, વળાવ્યો બનેવીજી;
પૂજા સામગ્રી પોતે લીધી, ચાલ્યો જ્યાં કુળદેવીજી. ૨૭
મદનને માર્ગમાં જાતાં, મંડાયા માન શુકનજી;
વામાંગ તે ફરકવા લાગ્યું, ફરકે તે લોચનજી. ૨૮
માર્ગમાં જાતાં જમણે પાસે, બે સર્પ ઉતર્યા આડાજી.
વળી વહતાં પગે અફળાયા, [9]વાટમાં રાન–બિલાડાજી. ૨૯
નિશાચર જે ઘુવડ પક્ષી, તે મદનને મસ્તક [10]બેઠોજી;

---

૧ અને પ્ર. ૨જીમાં નથી. ૨ આવતો દેખિ, અશ્વથો મદન ઉતરિયોજી પ્ર. ૨જી. ૩ તે ભિયે પ્ર.૨જી. ૪ જમાઇજી પ્ર. ૨જી. ૫ મોકલ્યોછું પૂજવાને કાળિકા આઈજી પ્ર. ૨જી. ૬ દેવના સરખી બુદ્ધિવાળો. સુધિ પ્ર. ૨જીમાંછે. સુધિ એટલે રૂડી બુદ્ધિવાળો પંડિત. ૭ કરવું સૂત્રજી; મહરાજે નિર્મ્યુંછે છત્ર જી પ્ર. ૨જી. ૮ તોયે જાઉં મૂકીજી પ્ર. ૨જી. આ પ્રમાણે લેતાં અર્થ સ્પષ્ટ થાયછે પણ પ્રાસ તુટે છે. જાતોને ઠેકાણે જાવું લઇએ તો અર્થ બેસે છે. ૯ વાડમાં પ્ર. ૧લી. ૧૦ બેઠો સારજી પ્ર. ૨જી.

[1]રખે ચંદ્રહાસને વિઘ્ન થાતું. તે ખરખરો મનમાં પેઠોજી. ૩૦
અરે પરમેશ્વર એટલું માગુંછું. જે, સાધુને હજો કલ્યાણજી;
વિઘ્ન [2]ઓલવજો વિષ્ણુ-ભકતનું, સાટે મારા જાજો પ્રાણજી! ૩૧
એમ દુઃખને ધરતો દે'રે પો'તો, આઇની પૂજા આદરે કીધીજી;
આ સેવાનું ફળ હજો ચંદ્રહાસને, આશિશ એવી દીધીજી! ૩૨
પછે દે'રામાંથી બાર નિસરતાં, ભર્યાં ઉતાવળાં ડગજી;
મુખ નિસરતાં મદનને મસ્તકે, ચાર પડિયાં ખડ્ગજી. ૩૩
ચાર કટકા [3]કાપી કીધા, સચવાયું નહિ ઓસાણજી;
હે ચંદ્રહાસજી હે ચંદ્રહાસજી, એમ કહેતાં નિસર્યા પ્રાણજી. ૩૪

## [4]વલણ.

એમ કહેતાં પ્રાણ ગયા, સુણ પાર્થ બળવાનરે;
મરણ થકો ઉગર્યો રાજા, જે માથે શ્રી ભગવાનરે.

### કડવું ૨૫ મું.—રાગ આશાવરી.

નારદજી એમ ઉચ્ચરે. સુણ પાર્થ બળવંતજી;
મર્ણથી ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવંતજી. ૩૫
હવે ચંપકમાલિની કેમ પરણી, તે કહું કથાયજી;
ચંદ્રહાસ કુંતલને મંદીર, હરિ ભજતો ભજતો જાયજી. ૩૬
પોંકી પૂજીને ઘરમાં લીધા, ગાલવ દેખી પ્રસન્ન થાયજી;
રાજાને કે' ઉતાવળ કીજે, લગ્ન વેળા જાયજી. ૩૭
માહેરામાં ગોત્રોચ્ચાર કીધા, ચોરીમાં તેડી લાવ્યાજી;
કન્યાદાન કુંતલે દીધું, દેવ ગગને જોવા આવ્યાજી. ૩૮
મંગળ ફેરા પહેલાં ફરિયા, આપ્યા હસ્તી માત્ર મૂકયું પાણીજી;
ગાલવ ૠષિ વખાણ કરે છે, હર્ષ હૈયામાં આણીજી. ૩૯

---

૧ મદન મન વિચાર કરે, શું વિઘ્ન થશે જગદાધારજી પ્ર.૨જી. ૨ ઓલાજે પ્ર.૨જી. ૩ ચાંપે પ્ર.૨જી. ૪ પ્રત ૧લીમાં આ પછી વલણને કડવું કાંઈ નથી પણ એમનું એમ આગળ ચાલ્યું રાખ્યું છે; પરંતુ કવિયે છેવટમાં કડવાં ૨૭ કર્યાનું જણાવ્યું છે તે જોતાં, તેમ અહીં નારદ બીજી વાત કહેછે ત્યાંથી નવિન કડવું શરૂ થાય તે જોતાં પ્ર. ૨જીનું ખરૂં લાગે છે. અહીંથી બંને પ્રતમાં ઘણો પાઠાફેર છે.

બીજા મંગળ ફેરામાં આપ્યા, કનક સહિત સપ્ત ધાતુજી;
એમ રાજાયે માંડયું દાનજ[1], મન રાખ્યું ત્યાંહાં માતુંજી. ૪૦
ત્રિજા મંગળના ફેરામાં આપી, વસ્તુ (જે) રાજ્યાસન માંયજી;
રથ સુખપાલ ને વસ્ત્ર નાનાવિધ, મલ મૂકીને આપે ત્યાંયજી. ૪૧
ચોથો મંગળ ફેરો ફરિયાં, આપ્યું રાજ્યાસનજી;
ચંદ્રહાસને પાગે પડિયા, રાજા બોલ્યા વચનજી. ૪૨
અમો અપરાધી વનમાં જાશું, પુત્રીને છેહ ન દેશોજી;
વિષયા તો ઘણું રૂપવાન છે, રૂડું ભુંડું કાંઇ ન કે'શોજી. ૪૩
પછે કંસાર જમ્યાં વરકન્યા, હર્ષ હૈયે ન માયજી !
ચંપકમાલિની આનંદ પામી, (જે) પરણી ચંદ્રહાસ રાયજી. ૪૪
પછે રાજા સ્ત્રી સાથે વન ચાલ્યા, ઘનકુળ અંગે ધરતાંજી;
પુત્રીને શીખામણ દીધી, † આળસ ન કીજે સ્વામી સેવા કરતાંજી.૪૫
પછે ચંદ્રહાસ [2]વળાવી વળિયો, † ચંપકમાલિનિયે આંખ્ય ભરીજી;
ચંદ્રહાસે ટાઢો બોલ દીધો, રોશો માં સુંદરીજી. ૪૬
પછે રાજ્યાસન બેઠો, † છત્ર શાળિગ્રામ પર ધરાયજી;
બે સ્ત્રીઓ અર્ધાંગે રહેતી, સુંદર દેખિયે શોભાયજી. ૪૭
પછે ગાલવ રૂષિ કહેતા અરે, ચંદ્રહાસ શોભ્યું (છે) રાજ્યાસનજી;
ચંદ્રહાસ કહે તેડી લાવો, શ્વશુરને આ દનજી. ૪૮
અરે ગુરુજી કોણ એવોછે જે, સસરાને લાવે તેડીજી;
આપણા રાજમાં શું ખાઇ ગયોછે, તે સર્વે લીજે [3]ઝંઝેડીજી, ૪૯
ત્યારે રૂષિ કહે એ કાર્ય મારૂં, (એમ) કહી ઉતાવળો ચાલ્યોજી;
સવારે શય્યાથી ઉઠતાં, પાપી પુરોહિત ઝાલ્યોજી. ૫૦
કુલિંદ કુંવરને રાજ્ય આપ્યું, કુંતલ પધાર્યો વનજી;
નામું લેખું ચોખું કરવા, તેડે ચંદ્રહાસ રાજનજી. ૫૧
સાંભળતામાં હુતાશન લાગ્યો, જમાઈ જીવ્યો તે જુઓજી;
રાજ્ય કુંવરી સાથે રાજ્ય પામ્યો, મેં મરાવ્યો નવ મુઓજી! ૫૨

---

પ્ર. ૧લીમાં જીછે. †અક્ષર ઘણા વધી જાય છે. ૨ વળાવી વળિયો ના કર્ત્તા વિષે ભ્રાંતિ પડેછે. ચંદ્રહાસ રાજાને વળાવી પોતે ચાલ્યો કે રાજા ચંદ્રહાસને વળાવી પોતે પાછો વળ્યો? બીજો અર્થ વધારે સંભવે છે. ૩ ગ્રામ્ય શબ્દ. ખંખેરવાનો અર્થ-ખોરડી 'ઝંઝેડી.' પુરોહિતની વર્તણુંકથી ચંદ્રહાસ રોષે ભરાયો હતો તે હમણાંજ પ્રદર્શિત કરેછે.

દંત કરડતો ને મૂછ મરડતો, આવ્યો રાજ્ય સભા મોઝારજી;
ચંદ્રહાસે માનજ દીધું, કર જોડી કીધો નમસ્કારજી. ૫૩
ધુણાવી શિશ ચઢાવી રીશ, મુખે બોલ્યો મર્મને [૧]માંયજી;
અરે સાધુ (મેં) મોકલ્યાતા કરવા, દેવી તણી પૂજાયજી. ૫૪
યામાત્ર કહે જ્યારે ગયાની વેળા, ત્યારે હુતું લગનજી;
મારે સાટે મોકલ્યા છે, પૂજા કરવા મદનજી ! ૫૫

## વલણ.

મોકલ્યો મદન [૨]પૂજાને, એવી વાત તાતે સાંભળીરે;
ઉડી ગયું મુખને પામ્યો દુઃખ, [૩]મૂર્ખને મૂર્છા [૪]વળીરે! ૫૬

### કડવું ૨૬ મું–રાગ ધનાશ્રી.

પુરોહિત પડિયોરે. મૂર્છા ખાઇજી;
મદન શું મુઓરે, ન મુઓ જમાઈજી. ૧
ચાંડાળ ચારરે. તેડાવ્યા પાસજી;
[૫]પૂછયું તેનેરે, [૬]શું કીધું નાશજી. ૨
અંત્યજ કહે રે, (સ્વામી) અર્થજ સીધોજી;
શત્રુને મારીરે, કટકા કીધોજી. ૩
ત્યારે પાગેરે. ધાયો તાતજી;
પુત્રને રાખજોરે, ભવાની માતજી! ૪
[૭]વદન પીંલે હીંડેરે, દિસે પ્રસ્વેદજી;
જળે લોચન ભરતોરે, પામ્યો અતિ ખેદજી. ૫
[૮]અખડાયે વાટમાંરે, બેઠો થાતોજી;
પાળે પાયેરે. દેવી ભણી ધાતોજી. ૬
પડિયો દીઠોરે, જ્યારે કુમારજી!

---

૧ મર્મની માંહે–મર્મમાં. ૨ અર્થ. પ્ર. ૧લીમાં વધારે છે. ૩ શામ મૂખને પ્ર. ૨જી. ૪ મૂર્છા ખાવી એમ હોત તો વધારે સંભવત. ખાધેલી મુર્છા વળી ગઇ એમ અર્થ હોય તો કવિએ અહીં જોઈએ તે કરતાં વધારે સંકોચન કરી નાંખ્યું છે. ૫ પૂછયું તમો તે પ્ર. ૧લી. ૬ સેન કીધો પ્ર. ૨જી. નાશ એ નાન્યતરમાં વાપર્યો છે. ૭ વદન વીલેરે, સાસ ભર્યો જાતોજી! લોચન જળે ભરતોરે, પામ્યો અતિ ખેદજી. પ્ર· ૨જી. ૮ આ લીટી પ્ર· ૨જીમાં નથી.

ભુજબા પડયાછેરે, કટકા ચારજી. ૭
અગ્નિ જ્વાળારે. અંગે લાગીજી;
શ્રૃંગ જેમ મેરૂનુંરે, પડે જેમ ભાગીજી. ૮
એમ પુત્રને દેખીરે, પિતા પડિયોજી;
આરત નાદેરે, આરડી રડિયોજી! ૯
કટકા ચારરે, એકઠા કીધાજી;
લોહિયે ખરડયારે, ખોળે લીધાજી!. ૧૦
બોલો દિકરારે, મદન ગુણવંતાજી;
મુને અતિશેરે, થઈ છે ચિંતાજી. ૧૧
[1]સેજયાયે સરખાંરે, હસ્તાં રોમજી;
વાંકી વસમીરે, ખુંચશે ભોમજી! ૧૨
કૃપા કરીનેરે, કહો કાંઈ કાલાજી;
વાંક તજીનેરે, વેગે સુત વા'લાજી. ૧૩
તમો મુઆ તેરે. મારી કમાઈજી;
મેં મારવો માંડયોરે, સાધુ જમાઇજી. ૧૪
ત્રણવરાં મેંરે, [2]ખપને કીધોજી;
દિનાનાથેરે, ઉગારી લીધોજી!
કીધી કરણીરે. કેઇ પેરે મૂકેજી;
દેવ ને ડાહ્યારે, કંઇએ નવ ચૂકેજી! ૧૬
મદન મૂઓરે, (તે) મન કેમ વાળુંજી;
કેમ જાઉં પુરમાંરે, મુખ લેઇ કાળુંજી! ૧૭
પછે મસ્તક ફોડયુંરે, કુટિયા પા'ણજી;
હા પુત્ર કહેતાંરે, ગયા તે [3]પ્રાણજી! ૧૮

## વલણ.

પ્રાણ ગયા સસરાના જાણી, જે ચંદ્રહાસ જમાઇરે;
ભડકી ઉઠયો આસનથી, દે'રે આવ્યો ધાઈરે. ૧૯

---

૧ બિછાના પર પણ તારાં સરખાં રોમ હસતાં હતાં ( હર્ષ પામતાં ઉભાં થતાં ) તો આ વાંકી વસમી ભૂમિ તને ખુંચશે. સરખાં ક્રિયાવિશેષણ લઇ હસ્યાં ને લગાડી શકાય. **રોમ-હર્ષ** શબ્દ પ્રસિદ્ધ છે. ૨ ત્રણ વાર મેં મારવાનો ખપ કર્યો—જરૂર ગણી. ૩ આ કડવું શોક દર્શક શાંત રસથી ભરેલું છે. હવે પુરોહિતને પોતાના પાપનો પસ્તાવો થાય છે.

## કડવું ૨૭ મું—રાગ રામગ્રી.

ધાઇ આવ્યો છે જે ચંદ્રહાસજી, કાંઇ ન સુઝે મૂકે નિશ્વાસજી;
થરથર ધ્રુજે મહા ઉચ્ચાટેજી, આ બે મુઆ તે હુંયજ માટેજી. ૧

## ઢાળ.

હું માટે બન્નો મુઆ તેણે, તિલક થયું શામ;
યુગ કહેશે યામાત્રને પગલે, શ્વશુર સાળાનો ફેડયો ઠામ. ૨
હવે આદ્યશકિતને હલા આપું, પછે પ્રગટયો હુતાશન;
ખપુત્રે કાપી દેહ [1]પોતાની, હરિ ભકતે માંડયો હવન ! ૩
પાદ પૃષ્ઠ ને સ્કંધ છેદી, હોમ્યું પાવક જ્વાળ !
મસ્તક હોમ્યાનું મન કીધું, ત્યારે ધાઈ આવ્યા ગોપાળ. ૪
હાં હાં કહી હેલામાં હરિયે, હરિ ભકતનો ઝાલ્યો હાથ;
ખપ કરીને ખપુત્રો ખેંચી, લીધો વૈકુંઠ નાથ! ૫
હે માગ્ય મહીપતિ મન માને તે, કે'તો આપુ ઇંદ્રાસન;
એવે હલહલાટ કરતાં આવી બોલ્યાં, આદ્યશકિત વચન ! ૬
ભગવંતજી વેગળા રહો, ભકત ભવાનીનો એહ;
મારે સ્થાનક મદન માટે, હોમી પોતાની દેહ. ૭
ચંદ્રહાસ કહે(આઈ)કરો જીવતા, બે સુભટ પામ્યા મર્ણ;
હે વિષ્ણુજી મુને વૈકુંઠ તેડો, હું સેવું તમારા ચર્ણ! ૮
શિર હાથ મૂકી સેવક પ્રત્યે, ઉચ્ચરે અવિનાશ;
જા દાસ મારા હું સદા લગી, રહીશ તારે [2]પાસ. ૯
એમ સર્વે દેખતાં આદ્યશકિતએ, ઉઠાડયા બે યોદ્ધ !
કરે કર ગ્રહી કહેતા ગયા, પ્રગટ થઇ પ્રતિબોધ. ૧૦
પછે દેવ દેવી દેખતાં, હવા અંતર્ધ્યાન;
ચંદ્રહાસને ચર્ણે લાગી, પિતા [3]પુત્ર માગે માન. ૧૧
પ્રધાન કહે મેં કપટ કીધું, ત્રણ વરાં હું ચૂકયો;
પણ યામાત્રજી તમે મન ન આણ્યું, સ્વભાવ પોતાનો ન મૂકયો. ૧૨
પછે ગાજતે વાજતે આવ્યા નગ્રમાં, તેડાવ્યો કુલિંદ બાપ;

---

૧ પોતાનો પ્ર. ૨જી. દેહ નર ને નારી બંને જાતિમાં વપરાય છે. ૨ તારી પાસ. તારે પાસે એમ સે પરના એ ને લીધે ચાલી શકે; બોલવામાં તો તારી પાસેજ વપરાય છે. ૩ પુત્રને પ્ર. ૨જી.

મેધાવિની ગા મોહને પામી, દેખી પુત્રનો પ્રતાપ. ૧૩
[૧]કેટલે કાળે બે વેવાઈ, ગયા ઉઠીને વન;
મદન સાથે ચંદ્રહાસે, ચલાવ્યું રાજ્યાસન. ૧૪
ચંદ્રહાસથી વિષયાને, પદ્માક્ષ નામે કુમાર;
ચંપકમાલિની ને [૨]મકરધ્વજ, જે લેઇ ગયા તોખાર.૧૫
અર્જુન પ્રત્યે કહે નારદ, તું સાંભળ સાચું રાય;
અમે તુને માંડી કહ્યો, સાધુ તણો મહિમાય. ૧૬
શાળિગ્રામનો મોટો મહિમા, સાંભળે પૂજે જે ગાય;
પૂર્વજ તેના ઉધરે, કોટિક હત્યા જાય. ૧૭
કાંઈ ઓછું હશે તે કૃષ્ણ કે'શે, નારદ હવા અંતર્ધ્યાન;
અર્જુન આહ્લાદ પામ્યા, પછે વિનવ્યા ભગવાન. ૧૮
સ્વામીસાધુ સાથે યુદ્ધ કરતાં, આપણને લાગે ખોડ;
હરિ કહે હવડાં આવશે, કુંવર સાથે જોડ. ૧૯
વાત કરતાં વેગળેથી, આવતો દીઠો ચંદ્રહાસ;
સભા માંહ્યથી સામા ચાલ્યા, અર્જુન ને અવિનાશ. ૨૦
પરમેશ્વરને પાગ પડતો, (હરિયે) હાથ ગ્રહિ બેઠો કીધો;
આવો વા'લા ! કહી કૃષ્ણે, રૂદયા સાથે લીધો. ૨૧
ખભે હાથ મૂકી હરિ કહેછે, સાંભળો [૩]કૃષ્ણ વચન;
હું સવ્યસાચી સાથે આવ્યા, કરવા તમારૂં દર્શન. ૨૨
ભારે વાક્ય ભગવાનજીનું, ભકત વળતો રોય;
આંખનાં આંસુ અવિનાશી, પટકુળ પોતાને લો'ય ! ૨૩
અર્જુન સાથે સેન સહુએ, તેડી સાથ ચંદ્રહાસ;
પ્રાહુણા પધાર્યા પુર વિષે, કૃપા કીધી અવિનાશ. ૨૪
ત્રણ દિવસ પ્રાહુણા રહ્યા, હરિ ને અર્જુન;
બીજાં વસ્ત્ર અશ્વ આપી, અશ્વ મેધના [૪]વાજીન. ૨૫
ચંદ્રહાસ રાજા સાથે તેડયો, ત્યાંથી સંચર્યો પાર્થ;
કુલિંદ કુવરને કિરટી બેઠા, કૃષ્ણે હાંકયો રથ. ૨૬
હવે જૈમિનિ એમ ઉચ્ચરે, સુણ અતલિબળ અર્જુન;

---

૧ કેટલેકના અર્થમાં. ૨ મકર કેતુ પ્ર. ૧લી અને પ્ર. ૨૭માં છે.
૩ આ ઠેકાણે અર્જુન. અર્જુનનું નામ પણ કૃષ્ણછે. ૪ વજીન પ્ર.૧લી.પ્ર.૨૭.

આહીં થકી પૂરણ થયું, ચંદ્રહાસનું આખ્યાન. ૨૭
સત્તાવિશ કડવાં એહનાં, પદ છસેંને પાંત્રીશ;
રાગ આઠ એના જુજવા, કૃપા કીધી શ્રીજગદીશ. ૨૮
સંવત સત્તર સત્તાવિશ વર્ષે, સિંહસ્થ વર્ષની [1]સંધ;
જેષ્ટ શુદી સાતમ સોમવારે, પૂર્ણ કીધો પદબંધ. ૨૯
વટપત્ર વાશી ચાતુર્વિંશી, ભટ પ્રેમાનંદ નામ;
કથા [2]કવી ચંદ્રહાસની, કૃપા કીધી શાળિગ્રામ. ૩૦

## વલણ.

કીધી કૃપા શાળિગ્રામે, રૂડી પેરે રક્ષા કરીરે;
એમાં કાંઇ સંદે' નહિ, શ્રોતા સર્વે બોલો શ્રી હરીરે. ૩૧

સંપૂર્ણ.

૧ સંધી. ૨ કવ્ ધાતુ ઉપરથી ભૂતકાળ. કહીનો અર્થ.

# શબ્દાર્થ સંગ્રહ.

અંગુલિ, ના (સં). આંગળી.

અંઘોળે—અંઘોળવું. ક્રિ. અ. નાવું.

અંતઃપુર. ના—(સં) રંગ મેહેલ.

અંત્યજ. ના—નીચ વર્ણ ભંગી વગેરે.

અંતર્ગત. અંતરમાં-મનમાં એવો અર્થ.

અંતર્ધ્યાન. ન—(સં) એકા એક ન દેખાતું થવું.

અંતર્યામી. ના—(સં) અંતરમાં જામી રહેલો તે ઈશ્વર,

અંતરિક્ષ· ના—(સં) આકાશ,

અંબરીષ. વિ. ના—(સં) વૈવસ્વત મનૂના પૌત્રના ભાગનો પુત્ર પરમહાનેશ્વરીને ભગવદ્ ભકત હતો. દુર્વાસા રૂષિ પ્રાહુણા હતા તે સંબંધે તેણે એકાદશીના વ્રત પછી એક સંવત્સર ખાધું નહોતું.

અંબુજ. ના—(સં) કમળ.

અંશ. ના—(સં] ભાગ.

અગિયર. ના—અજગર; મોટો સાપ.

અગોપ.—વિ.—ગુપ્ત.

અચ્યુત. ના—(અ; ચ્યુત; ચ્યુત—ગળી પડવું—પિગળી જવું) અવિનાશી; ઇશ્વર.

અણુવટ. ના—(હિં) બાળક છોકરાને પગને અંગુઠે ઘાલવાનું ઘુઘરી વાળું રૂપાનું ઘરેણું.

અતલિબળ.—અતોલ બળ.

અત્રિ કુમાર·—(સં) અત્રિ રૂષિનો પુત્ર; દુર્વાસા.

અધર. ના—(સં) નીચલો ઓઠ.

અનંગ. ના—(સં) કામદેવ,

અનર્થ. ના—(સં) અતિ દુઃખ દાયક પ્રસંગ·

અનળ· ના—(સં) કામદેવ—અગ્નિ.

અનુગ્રહ ના—(સં) મેહેરબાની, વરદાન, શાપ દીધા પછી તે ઉથાપવા કે કમી કરવા જે મેહેરબાની કરવી તે.

અનુપમ. વિ—(સં)જે બીજા કોઈ સાથે સરખાવિ શકાય નહિતે; સર્વોત્કૃષ્ટ.

અનુરાગ. ના—(સં) પ્રીતિ; આસકિત.

અભ્ર. ના—(સં) વાદળું.

અમર. ના—(સં) દેવ.

અમૃત. ના—(સં) દેવતાને ક્ષુધા તૃષા મટાડનાર પીવાનો મીઠો પદાર્થ. જે થકી ઘડપણ અને મોત ન આવે તે.

અરગજા—અરગજો. ના—(હિં) ઘણી જાતની સુગંધી મેળવીને તૈયાર કરેલો જે પીળો ભૂકો તે.

અર્જુન વિ. ના—(સં) પાંચ પાંડવોમાં ત્રીજો ભીમથી નાનો, ઈંદ્રનો પુત્ર તે બાણાવળી કહેવાય છે.

અર્ધાંગે. અરધું અંગ. સ્ત્રી અરધું અંગ કહેવાય છે, તેને એક તરફ (ડાબી બાજુએ) પલાંઠાપર બેસાડી એવો અર્થ. બીજીને પણ તેજ તરફ કે બીજી તરફ બેસાડી.

અવડ.—વિ. અવાવરૂં.

અવિચળ. વિ.—(સં) જેનો ફેરફાર ન થાય તેવું; અચળ.

અવિધારો. અ. નકકી જાણો.

અવિનાશ. ના—જેનો કદી નાશ નથી તે; ઇશ્વર.

અશોકવન. ના—(સં) જેથી શોક નાશ પામે એવી વાડી; વાડીનું નામ.

અશ્વમેધ. ના—(સં) ઘોડાનો જગન.

અશ્વિનિકુમાર. (સં) સૂર્યના અશ્વિનિથી થએલા બે પુત્ર. તે નાસિકા દ્વારે થયા હતા. તે દેવના વૈદ્ય કહેવાય છે. જ્યાં જોડ વિષે કહેવાનું હોય ત્યાં એમની ઉપમા અપાય છે.

અષ્ટમાસિદ્ધ—અષ્ટમહાસિદ્ધિ. ના (સં) કેટલાંક દુર્ઘટ મંત્રતંત્રાદિક સાધનથી પ્રાપ્ત થનારૂં જે અલૌકિક અદ્‌ભુત સામર્થ્ય તે. એ સામર્થ્ય આઠ છે. અણિમાં (ઝીણામાં ઝીણી વસ્તુનું રૂપ ધારણ કરવાની શકિત), મહિમા (મોટું વૈરાટ રૂપ ધારણ કરવાની શક્તિ). ગરિમા (વજનમાં ભારે અથવા દેખાવમાં ભારેખમ થઇ જવાની શક્તિ), લઘિમા (વજનમાં છેક હલકું થઇ જવાની શક્તિ), પ્રાપ્તિ ( કોઇ પણ ચિન્તેલી પ્રાપ્ત કરવાની શકિત ), પ્રકામ્ય ( ઇચ્છા થઇકે કામ બન્યુંજછે એવી જે ઇચ્છા શકિત તે , ઇશિત્વ ( મોટાઇ–પ્રભુત્વ ધારણ કરવાની શકિત), અને વશિત્વ ( વશિકરણ કરવાની શકિત).

અસુર. ના—(સં) દૈત્ય.

આઇ. ના—ગા; માતા.
આચાર્ય. ના—(સં) યજમાનને કર્મ કરાવનાર.
આદ્ય-આદિ. વિ. (સં) પહેલું.
આભ્યંતર. વિ. (સં) અંદરનું.
આભ્રણ-આભરણ. ના—(સં) ઘરેણાં લૂગડાં.
આયુધ. ના—(સં) હથિયાર.
આરત. ના—(સં. આર્ત) પિડિત.
આલિંગન. ના. (સં) ભેટ; કોટી.
આવર્યાં. અહીં વરેલાં, સાથે લીધેલાં એવો અર્થ. ઢાંકવું; વ્યાપવું.
આશંકા. ના—(સં) શંકા,
આસ્વાસન. ના—આસનાવાસના; ચાકરી.
ઇંદ્રાસન. ના—(સં) ઇંદ્રનું સિંહાસન,
ઉચ્ચાટ. ના—(સં. ઉચ્ચાટન) ગભરાટ; ચિંતા.
ઉજ્વળ. વિ. (સં) ધોળો; ઉજળો.
ઉદયાચળ. ના—(સં) એ નામનો પૂર્વ દિશાએ પર્વત છે, એની પેલી પાસથી નક્ષત્ર ઉગવા માંડેછે એમ કહેવાયછે.
ઉદ્વસ્ત. વિ. ઉજડ.
ઉધરે. ક્રિ. ઉદ્ધાર પામે.
ઉલ્લાસ. ના—(સં) આનંદ.
ઉલ્હાદ-- આહ્લાદ કે ઉલ્લાસ ઉપરથી. ખુશી.
ઉષ્ણોદક. ના—ઉનું પાણી.
ઓતાડું. વિ. અજાણ્યું; છેવાડું; ખૂણે ખોચરે હોય તે.
ઓવારે—ઓવારવું. ક્રિ. સ. ઓવારણાં લેવાં.
કંસાસુર. વિ. ના—(સં) યદુકુળના ઉગ્રસેનનો મોટો પુત્ર કૃષ્ણનો મામો.
કચ્છપ. ના—(સં) કાચબો; બીજો અવતાર.
કચોલાં—કચોલું. ના—પાણી પીવાનું પ્યાલું—ચલાણું.
કટિ ના—(સં) કંમર, કેડ.
કનક. ના—(સં) સોનું.
કપિલા. ના—(સં) તદન એકજ રંગની ગાય તે.
કભાય. ના—જામો.

કમળા. ના—(સં) લક્ષ્મી.

કલ્પવૃક્ષ. ના—(સં) ઈચ્છેલું આપે એવું સ્વર્ગનું ઝાડ. એવાં ઝાડ પાંચ છે. પારિભદ્ર, મંદાર, પારિજાતક, સંતાન, અને હરિચંદન એવો મૂળ અર્થ જે ઝાડને ઘણો કે સારો ફાલ આવતો હોયતે. અહીં આંબાને કલ્પવૃક્ષ કહ્યું છે-

કલેવર. ના—(સં) ખોળિયું.

કષ્ટ. ના—(સં) દુઃખ.

કળિયો. ક્રિ. જાણ્યો; સમજ્યો.

કાક. ના—(સં] કાગડો.

કાચકી. ના—કાંટા પડવા (ઘણી તરસથી)

કામી. વિ. કામ—ઇશકના જોસ્સાવાળું,

કાલા. વિ. જાણે સમજતો ન હોય એવું; ગાંડા ઘેલાપણું દેખાડવું.

કાષ્ટ. ના— સં) લાકડું.

કિંકર. ના— સં) ચાકર,

કિન્નર. ના—(સં) સ્વર્ગના ગંધર્વ.

કિરીટી. વિ. ના—(સં) શબ્દાર્થ જેને માથે મુગટછે તે અર્જુનનું નામ.

કીર. ના— સં] પોપટ.

કુંજર. ના—(સં) હાથ્થી.

કુંતલ. વિ. ના—(સં) ચંપકમાલીનિનો બાપ, કૌંતલ દેશનો રાજા.

કુંતિ. વિ. ના—(સં) પાંડવોની માતા અને પાંડુ રાજાની સ્ત્રી.

કુંભીપાક. ના—(સં) એક નરક જે કોઇ જીવતા પ્રાણીને ખાઇને હજમ કરી જાયછે, તેને એ નરક ભોગવવું પડેછે.

કુમકુમ ના—(સં) કંકુ.

કુરંગ. ના—(સં) હરણ.

કુરૂક્ષેત્ર. ના—(સં) પાણીપત. જ્યાં પાંડવ કૌરવનું યુદ્ધ થયું હતું. કુરૂ ઉપરથી એ નામ પડયું છે.

કુસુંબ. કસુંબાના રંગનુ લાલ.

કુસુમ. ના—(સં) ફુલ,

કૃષ્ણ. વિ—(સં) ગળી—સાઇના રંગ જેવું કાળું.

કેર—કહેર. ના—(સં) ભયંકર દુઃખ.

કોકિલા. ના—(સં) કોયલ.

કોરંગી. એલચીનો છોડ.

ખડુ–ખડિયાં. કાદવમાં ઢોર વગેરેના ચાલવાથી ખડગચડી થયેલી ભૂમી સૂકાયા પછી તે પગલાંના ટેકરાને કહે છે.

ખપવો–ના. એક શસ્ત્ર.

ખાંડાં. ના. એક જાતની તલવાર.

ખેદ. ના–(સં). શોક.

ગમન. ના–(સં). જવું–ચાલવું.

ગરૂડારૂઢ. વિષ્ણુ. કૃષ્ણ, ગરૂડ ઉપર સ્વારી કરનાર.

ગરૂવા. (ગુરૂ ઉપરથી) મોટા.

ગહન. વિ–(સં). જવા–પોંચવા–સમજવાને અઘરૂં.

ગાંજી–ગાંજવું. ક્રિ–(સં.) છેતરવું.

ગાંડિવપાણી. વિ–ના (સં) જેના હાથમાં ગાંડિવ નામનું અગ્નિએ આપેલું ધનુષ્ય છે તે–અર્જુન.

ગાંધર્વ. ના-(સં. ગંધર્વ) દેવના ગવૈયા.

ગાત્ર. ના–(સં). શરીર; શરીરના સાંધા.

ગાલવ. વિ–ના–(સં). કુંતલરાજાનો પુરોહિત.

ગુલ્મ. ના–(સં). ઝાડી.

ગૂઢ. વિ–(સં). ઊંડુ; છુપું.

ગોત્રજ. વિ–(સં). ગોત્રમાં ઉત્પન્ન થયલું. (માણસ).

ગોત્રોચ્ચાર–ગોત્રનો ઉચ્ચાર. ના–(સં). ગોત્ર વગેરે બોલે છે તે.

ગોષ્ટ–ગોષ્ટી. ના–(સં). વાતચીત.

ગૌ. ના–(સં). ગાય.

ગ્રસવા–ગ્રસવું.–ગ્રાસવુ. ક્રિ–અ. ભક્ષ કરી જવું

ઘોર. વિ– (સં). બિહામણું.

ચંચા–ચંચુ. ના–(સં). ચાંચ.

ચંપકમાલિની. વિ–ના–(સં). કુંતલરાજાની દિકરી જે ચંદ્રહાસને પરણી.

ચંપકવર્ણી. વિ–(સં). ચંપાના રંગ જેવી, પીળાશપર લાલ.

ચંદ્રબિંબ–ચાંદાનું બિંબ. ( આપણને જેવો ચાંદો દેખાય છે તે તેનું બિંબ કહેવાય છે).

ચંદ્રવદન–ચંદ્રના જેવું મોં છે જેનું. (ચંદ્રહાસ).

ચતુર્ભુજ–વિ–જેને ચાર ભુજ–હાથ હોય તે.

ચમરીગાય. ના–જેના વાળની ચમરીઓ થાય છે તે ગાય.
ચાટકો. ના–ચટકો.
ચાતક. ના–(સં.) એક જાતનો પક્ષી. એને વિષે કહેવાય છે કે એ, વરસાદના પડતાં પાણી સિવાયે બીજું કંઈ પીતો નથી; ચોમાસાના સ્વાતિ નક્ષત્રના વરસાદના પાણી વગર એની તરસ જતી નથી;—ને એટલા માટે એ ઘણું કરીને હમેશનો તરસ્યો કહેવાય છે. કેટલાક કહે છે કે એને ગળે કાણું છે માટે પીવાતું નથી. માત્ર ઉપરથી વરસાદનું પાણી પડે તેજ તેના પેટમાં જાય છે.
ચાતુર્વિંશી. ચોવિશા બ્રાહ્મણ.
ચામર–ચમ્મર. ના–(સં.) એક રાજ્યચિન્હ, વા ઢોળવાનું.
ચારૂ. વિ–(સં.) સુંદર.
ચોઘાટ. ના. ચારે પ્રકારનો ઘાટ. જેનો (ઇશ્વરનો) ઘાટ એટલે વ્યવસ્થા ચારે પ્રકારે–તરફ ચાલેલો છે.
ચૌદભુવન. અતળ, વીતળ, સુતળ, મહાતળ, તળાતળ, રસાતળ, અને પાતાળ, એ સાત તથા ભૂર્લોક, ભવર્લોક, સ્વર્લોક મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક. એ સાત.
ચૌદવિદ્યા. ચાર વેદ, છ વેદાંગ, ( શિક્ષા, કલ્પ. વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ. ) પુરાણ, મીમાંસા, ન્યાય, અને ધર્મશાસ્ત્ર, એ ચૌદ.
ચૌર. ના–(સં). ચોર.
છત્રપતિ. ના–(સં). છત્રના અધિકારી મંડળિક રાજા.
છુરિકા. ના–(સં). છરી.
છેહ. ના. દગો.
જંખજાળ. ના. કાંટા ઝાંખરાંની ઝાડી.
જંગમ. વિ–(સં). એક જગોથી બીજી જગોએ ખસેડાય–લઇ જવાય તેવું.
જંત– જંતુ. ના. હલકી જાતનાં પ્રાણી; નાનાં જીવડાં.
જગજીવન. ના–(જગજ્જીવન). જગતનું જે જીવન તે; ઈશ્વર.
જનમેજય. અભિમન્યુનો પૌત્ર અને પરીક્ષિતનો પુત્ર, તે વિદ્યાનો શોખી હોવાથી તેના દરબારમાં વ્યાસ આદિક અનેક ૠષિયો હતા. પરીક્ષિત્ સાપ ડસવાથી મરણ પામ્યો હતો, તેથી તેણે સર્પયાગ કરી સાપનાં આઠ કુળ નાશ કર્યા તેણે એક બીજો યજ્ઞ કર્યો તેમાં વૈશંપાયન ૠષિને માઠું લાગવાથી, તેને શાપ દીધો અને તેથી તે પદભ્રષ્ટ થઇને અરણ્યમાં મરણ પામ્યો.
જારીખજારી. ના—છિનાળું; જાર કર્મ.
જ્યેષ્ટ—વિ. (સં). મોટો; સૌથી મોટો.

જૈમિનિ. વિ—ના. (સં). કૃષ્ણદ્વૈપાયન વ્યાસનો સામશાખાધ્યાયી શિષ્ય. એણે ભારત ગ્રંથ કરેલો પણ તે પ્રૌઢ ન હોવાથી તે માંહેલો અશ્વમેધ માત્ર બહાલ રાખી બાકીનાનો વ્યાસે નાશ કર્યો.
ઝાંઝવાં. ના—ખારવાળી ભોંયના મેદાનમાં તડકી વખત પાણી જેવું જે દેખાય છે તે; મૃગજળ.
તાંબુળ. ના—(સં). પાન.
તામ્રધ્વજ. ના—(સં). મયૂરધ્વજનો પુત્ર.
તારૂણી. ના—(સં). જુવાન બૈરી.
તાલાવેલી. ના—જીવ તલપાપડ થવો તે; ચટપટી,
તીવ્ર. વિ.—(સં). અતિશય.
તુખાર ના—ઘોડો.
તુરી. ના—ઘોડો.
તુષ્ટમાન વિ—(સં). પ્રસન્ન થવું; સંતોખવું.
ત્રિકાળ. ના—ભૂત વર્ત્તમાનને ભવિષ્ય એ ત્રણ કાળ.
ત્રિગુણરહિત. રજ, તમ, સત્વ, એ ત્રણ ગુણ જેનામાં નથી તે; નિર્ગુણબ્રહ્મ.
ત્રિભુવનરાય. સ્વર્ગ, મૃત્યુ. પાતાળ, એ ત્રણ ભુવનનો રાજા તે; ઈશ્વર.
ત્રૈલોકય. ના—(સં). સ્વર્ગ, મૃત્યુ, પાતાળ.
ત્યાગી. કૃ— તજીને.
દક્ષણ—દક્ષિણ. વિ.—(સં). જમણું છે.
દમન. ના—(સં). કષ્ટ; દેહ દમન—કાયા કષ્ટ.
દહશે—દહવું. ક્રિ. બાળવું; બળવું.
દાખી—દાખવવું. ક્રિ. સ. જાહેર કરવું.
દાઢાગ્રે. ના—(સં). દાઢનો આગલો ભાગ—છેડો. વરાહ અવતારમાં દાઢના અગ્ર ઉપર ભગવાન પૃથ્વી લાવ્યા હતા ને હિરણ્યાક્ષને માર્યો હતો.
દાનવ. ના—(સં). દૈત્ય.
દામણી. વિ—ગરીબડી (દયામણી)
દારિદ્ર, ના—(સં). દળદર.
દિગ્વિજે—દિગ્વિજય. ના—(સં)રાજાએ અનેક બીજાં રાજ્યોને જીતવાં તે.
દીક્ષિતપણું, દીક્ષા લેવી—પણ લેવું.
દુગદુગી ના—કાનનું ઘરેણું.
દુંદુભિ ના—(સં). ઢોલ
દુર્વાસા વિ. ના—(સં). જુઓ અત્રિ કુમાર)
દૃઢ વિ.—(સં). કઠણ.
દેવ ના-(સં.) દિવ્-પ્રકાશવું). વિશ્વેશના અંશરૂપ; એક એક દેવ એક એક કામનો ઉપરી ગણાય છે.

દ્રુમ. ના—(સં). ઝાડ.
દ્રોહ. ના–કપટ—વેર બુદ્ધિ રાખી અપકાર કરવો તે.
દ્વેશ. ના—(સં).વેર.
ધરણી. ના—(સં). પૃથ્વી.
ધર્મ. વિ. ના—(સં). યુધિષ્ઠિર. પાંડવોમાં જેષ્ટ.
ધીશ. ના—ઉપરી અધિપતિ.
ધૃષ્ટબુદ્ધિ. વિ. ના–(સં).કુંતલરાજાનો દિવાન, અને પુરોહિત.વિષયાનો બાપ.
ધ્રુવ. વિ. ના—(સં). ઉત્તાનપાદ રાજાનો અણમાનીતીથી થયેલો પુત્ર,ભક્તિને માટે પ્રખ્યાતછે.
ધ્રુવ. ના—(સં. ધ્રુ-સ્થાયી રેવું). અચળ તારો જે પૃથ્વીના ઉત્તર ધ્રુવ તરફછે તે.
નંદન. ના—(સં). દિકરો.
નક્ષત્ર. ના—(સં. તારા મૂળ અર્થ). જ્યોતિષ વાળાએ આકાશના તારાના અમુક જથા લઈ તેના ૨૭ભાગ કરેલાછે, તે દરેકને નક્ષત્ર કહેછે.
નફેરી. ના. એક જાતનું વાઘ–વાજું.
નરહર. ના—પરમેશ્વર.
નરેડાટ. વિ—ઉજડ.
નવનિધિ. પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ. મુકુંદ, નંદ, નીલ, અને ખર્વ. એ નિધિયોને દેવ કલ્પ્યાછે તથા તેમનું પૂજન કરવાથી અમુક અમુક ધન ધાન્યાદિ વૈભવની સિદ્ધિ થાય છે.
નારદ. વિ. ના—(સં.) (રણયજ્ઞનો કોશ જુઓ).
નિધન. ના—નાશ; આખર.
નિધાન. ના—પાત્ર.
નિર્ખી—નિરખવું. ક્રિ. સ. (નિરક્ષણ). ધારી ધારીને જોવું.
નિર્વાણ. વિ—(સં) નક્કી.
નિલ. વિ—(સં) ઘેરો આસમાની. (રંગ).
નિશાચર. રાતે ચાલનાર. (ઘુવડ).
નિશ્વાસ. ના. (સં) નિસાસો.
નીલધ્વજ. વિ. ના—(સં) નર્મદાકાંઠે મહિષ્મતી પુરીનો રાજા; તે મોટો પરાક્રમી હોઈને અર્જુન સામે લઢયો હતો, તેને અગ્નિની ભારે સાહ્ય હતી.
નૃસિંહ. ના—(સં) વિષ્ણુનો ચોથો અવતાર.
નેણ ના—(નયન) આંખ.

નેપુર. ના. (નૂપુર) સ્ત્રીઓના પગનું ઘરેણું.
પંચવદન. ના-(સં) મહાદેવ.
પખાળે—પખાળવું. ક્રિ. સ. (પ્રક્ષાલન) પાણીથી ધોવું—સાફ કરવું.
પટકુળ. ના-(સં) વસ્ત્ર. લૂગડાં.
પનોતો—પનોતું. વિ. મંગળદાયક; લાભકારી; પુત્રવાળો.
પરબ્રહ્મ. ના. જ્ઞાન બ્રહ્મથી પણ પર તે; પ્રભુ.
પરશુરામ. વિ. ના-(સં) છઠો અવતાર. જેણે પૃથ્વી નક્ષત્રી કરી હતી.
પરહરે. ક્રિ. સ. તજવું.
પરાં. વિ. વેગળાં.
પરિતાપ. ના—(સં) ઘણુંજ બળતરા—પીડા.
પરિમળ. ના—(સં) સુગંધ.
પરિસ્ત્રણુ ના—ચાદર; ઓઢો.
પલવટ. ના. પેરેલાં ઓઢેલાં વસ્ત્રનો છેડો વિટાળી જે ગાંઠ બાંધવી તે.
પાંચાલી. વિ. ના—(સં) દ્રૌપદી; પાંડવોની સ્ત્રી અને પાંચાલના રાજા દ્રુપદની દિકરી.
પાતાળ. ના—(સં) પૃથ્વીની નીચે જે પ્રદેશ તે. ૨. પાતાળ સાત કહેવાય છે—અતળ, વિતળ, સુતળ. મહાતળ, રસાતળ, તળાતળ, ને પાતાળ.
પાત્ર. ના.-(સં) વાસણ.
પાર્થ. વિ. ના—(સં) અર્જુન.
પાવક ના—(સં) અગ્નિ.
પાશ. ના—(સં) બંધન; જાળ.
પિતામહ. ના—(સં) બાપનો બાપ.
પિનાકપાણ. વિ. ના—(સં) પિનાકનામનું ધનુષ્ય જેના હાથમાંછે તે-શિવ.
પિયુ. ના-ધણી.
પુરૂષોત્તમ. ના—(સં) વિષ્ણુ.
પુરોહિત. ના—(સં) કુળગોર.
પૂજનિક. વિ. (સં) પૂજા કરવાયોગ્ય; જમાઇ.
પૂજ્ય. વિ. (સં) પૂજવા-માન આપ જોગ.
પૂર્વજ. ના—(સં) બાપદાદા.
પૃષ્ઠ. ના-(સં) પીઠ; વાંસો.
પૌર્ણમાસી. ના—(સં) પુનેમ.
પ્રતિપાળ. ના—(સં) પાળણ પોષણ કરવું તે.

પ્રતિબોધ. ના. (સં) સામાને બોધ કરવો.
પ્રતિહાર. ના. દરવાન; પોળિયો.
પ્રદ્યુમ્ન. વિ. ના—(સં) કૃષ્ણનો રૂક્મિણીથી થયેલો પાટવી પુત્ર, એને કામ દેવનો અવતાર કહેછે.
પ્રલ્હાદ. વિ. ના— સં) હિરણ્યકશિપુનો પુત્ર. નૃસિંહ અવતાર લઇ ઇશ્વરે જેને બચાવ્યો હતો.
પ્રસ્વેદ. ના—પરસેવો; પસીનો.
પ્રાશન. ના— સં) પીવું.
પ્રાહુણા. ના—પરોણા—મેમાન. જમાઇને પ્રાહુણો કહેછે.
પ્રેમદા. ના—(સં) પ્રેમ આપનારી—પ્રેમીસ્ત્રી.
પ્રૌઢ. વિ.—(સં) મોટું.
બંદીજન. ના—(સં) રાજા શ્રીમંત વગેરેની પાસે રહી, તેઓના વખાણ કરનારા ભાટ ચારણ લોકો તે.
બદરી. ના—(સં) બોરડી.
બભ્રુવાહન. વિ. ના—(સં) મણિપુરના ચિત્રવાહન રાજાની કન્યા ચિત્રાંગદાને પેટે અર્જુનથી થયેલો પરાક્રમી પુત્ર.
બલિરાજા. વિ. ના—(સં) પ્રલ્હાદનો પૌત્ર જેણે નવાણું યજ્ઞ નર્મદાકાંઠે કર્યા હતા. સોમો યજ્ઞ પૂરો થતા અગાઉ પ્રભુએ, વામન રૂપ ધરી ત્રણ ડગલાં પૃથ્વી માગી, તેને પાતાળમાં ચાંપી ઘાલ્યો હતો.
બાંય. ના—હાથ.
બિરદ. ના—ભક્તને વરદાન આપવુંજ એવું જે પણ—ઠરાવતે.
બેલડી. ના—બે જણ સાથે વળગેલા તે.
બ્રહ્મા. વિ. ના—(સં) વિશ્વનીઉત્પતિ કરવા માટે રજો ગુણ પ્રધાન એવું જે બ્રહ્મ—રૂપ તે.
બ્રહ્માતન. ના—(સં) નારદ.
બ્રહ્માંડ. ના—(સં) અંડ—ગોળાકારે જે મહાવિશ્વ રચના તે (એવાં ચૌદ બ્રહ્માંડ કહેવાય છે).
ભવન. ના—(સં) ઘર.
ભવાની. ના. માતા—પાર્વતી.
ભસ્મ. ના—(સં) રાખોડી; યજ્ઞની રાખ.
ભાણ. ના—(સં ભાનું). સૂર્ય.
ભૂરકી–ભુરકવું. ક્રિ.–સ. મોહ—મંત્રથી વશ કરવું.
ભૂર. (સંભૂરિ). ઘણું.

ભુરકી. ભુરકવું. ક્રિ. સ. મોહ—મંત્રથી વશ કરવું.
ભેરી. ના—(સં). નોબત.
ભૈરવ. વિ. ભયંકર.
ભ્રકુટી. ના—(સં). ભમર.
ભ્રાત—ભ્રાતા. ના—(સં). ભાઇ.
મંત્રી. ના—(સં). પ્રધાન.
મચ્છરૂપ. ના—મચ્છા અવતાર. દશ અવતારમાંનો પહેલો.
મણિપુર. વિ. ના (સં). ચિત્રવાહન રાજાની નગરી જ્યાં બભ્રુવાહન રાજ્ય કરતો હતો.
મથિયો—મથવું. ક્રિ. સ—વલોવવું.
મઘવા. ના—(સં). ઇંદ્ર.
મનોર્થ. ના—(સં). મનનો અર્થ—ઉદ્દેશ—ઇચ્છા.
મયૂરધ્વજ. વિ. ના—(સં). રત્ન નગરીનો રાજા જેણે પાંડવોની પેઠે તેજ વખતે અશ્વમેધ કર્યો હતો; ને જેણે કૃષ્ણ તથા અર્જુનને લડાઇમાં મૂર્છીત કર્યા હતા.
મર્મ. ના—(સં). વાક્ય—ભાષણમાં ગુપ્ત રહેલો અર્થ.
મર્યાદા. ના—(સં). મર્જાદા—લાજ.
મલિયાગરી. ના—સુગંધીદાર ઝાડ. દક્ષિણના મલિયાગર પર્વતપર થાયછે.
મહામુનિ. ના–(સં.) મોટા મુનિ. (દુર્વાસને લગાડયો છે.)
મહિષી. ના—(સં). ભેંસ.
માંઝાર. ના—(સં). બિલાડી.
માતા. વિ. માતેલા; મોટા.
માનિતી—માનવંતી. ના(સં). માનની ઇચ્છા રાખનારી. સ્ત્રી.
માવજી. ના—માધવજી; કૃષ્ણ.
માહેરા—માહેરૂં (માયરૂં) પરણતી વખત વર વહુને બેસવાને બારણા આગળ બે જણાથી બેસાય એવડોજ ને માણસ પુર ઉંચો ઉપર છતરી બાંધી બનાવેલો જે માંડવો તે.
મિથ્યા. વિ. (સં). ખોટું.
મુદ્રિકા. ના—(સં). વીંટી.
મુષ્ટિ. ના—(સં). મુઠી.
મુહૂર્ત. ના—(સં). બે ઘડી અથવા ઉડતાળીસ મિનિટ જેટલો જે કાળતે.
મૂઢ. વિ. (સં). કંઇજ સમજે—જાણે નહિ તે.
મૃગ. ના—(સં). હરણ.

મૃગયા. ના—શિકારે જવું.

મૃત્યું—મૃત્યુ લોક ના—આ પૃથ્વી પર રહેનારા લોક.

મુત્યુપાન. મૃત્યુનું પાન. અહીં મરણનો અર્થ.

મૃગતૃષ્ણા. ઝાંઝવાં જોઇ હરણને પાણીની ઇચ્છા થાયછે ને તેઓ તે ઇચ્છા-
માં ભટકી ખરાબ થાયછે, એના જેવો સંસારછે.

મૃગલિ. ના—(સં). હરિણી.

મેદિની. ના—(સં). પૃથ્વી.

મેધાવતિ—મેધાવિની વિ. ના કુલીંદની સ્ત્રી.

મેર. ના—મેરૂપર્વત.

મૌન. ના-(સં). મોંડે ન બોલવું તે.

યક્ષ. ના-(સં). ઉતરતી પંક્તિના દેવ—ઉપદેવોનો એક વર્ગ અથવા
તેમાંનો એક. તેઓ કુબેરના ભંડાર અને વાડીઓની સંભાળ
કરે છે.

યદુવીર. ના—(સં). કૃષ્ણ.

યદ્યપિ. અ—(સં), જોકે.

યાચક. વિ—(સં). જાચના કરનાર; ભિખારી.

યામાત્ર. ના—(સં). જમાઈ.

યુગ. ના—(સં). આર્યલોકોએ બાંધેલા ચાર કાળ તેમાંનો એક એક.

યુગ્મ. ના—(સં). જોડું.

યુધિષ્ઠિર. વિ—ના-(સં). (ધર્મ જુઓ).

યૌવન. ના—(સં). જુવાની.

યૌવના. ના—(સં). જુવાન સ્ત્રી.

રઢિયાળું. વિ. સુંદર.

રાક્ષસ. ના—(સં). દેવ-મનુષ્યની સાથે શત્રુવટ રાખનાર તામસી સ્વ-
ભાવનાં પ્રાણી; મનુષ્ય યોનિમાંથીજ ઉત્પન્ન થયલા.

રાહુ. વિ—ના-(સં. નવ ગ્રહમાંનો એક, ગ્રહણ વખતે ચંદ્ર સૂર્યને જે
ઢાંકે છે તે.

રિપુ. ના—(સં). દુશ્મન.

રૂપિયું. વિ. રૂપી.

રોધિયા-રોધવું. ક્રિ—સ. બંધ કરવું.

લગ્ન. મેળાપ થવો. જ્યોતિષમાં અમુક ગ્રહ અમુક રાશીમાં પ્રવેશ ક-
રે તે લગ્ન થયું કહેવાય છે.

લતા. ના—(સં). વેલ, વેલી.

લલિત. વિ—(સં). રસ ભર્યું, કુમળું, નાજુક.
લોચન. ના—(સં). આંખ.
વક્તા. વિ—(સં). બોલનાર; ભાષણ કરનાર.
વટપત્ર. વિ—ના. વડોદરૂં.
વત્સળ. વિ—(સં). દાઝ વાળું; પ્રેમી.
વધૂ. ના—[સં] વહુ.
વનકુળ. ના. [વલ્કલ) ઝાડની છાલનાં વસ્ત્ર. પાંતરાંને સળીથી જોડી બનાવેલું વસ્ત્ર.
વન્હિ. ના—(સં) અગ્નિ.
વહુવર. ના— વહુ–વહુવારૂ.
વાજીન–વાજિન. ના–(સં) ઘોડો.
વાડવ. ના—[સં). બ્રાહ્મણ.
વાપી. ના–(સં). વાવ.
વામન. વિ—(સં). વિષ્ણુનો પાંચમો અવતાર; બલિરાજાને છળવાને લીધો હતો.
વામાંગ. ના—(સં]. ડાબુ અંગ.
વાસવ. ના—[સં). ઇંદ્ર.
વાહી—વાવું. ક્રિ—સ. છળવું.
વિકાર્યું—વકાર્યું. ક્રિ. મોટુ કર્યું; ઉશ્કેર્યું.
વિડાર્યો. ક્રિ. માર્યો; નાશ પમાડયો.
વિધાતા. ના—(સં). બ્રહ્મા.
વિધાત્રા. ના—કર્મ–નશીબ–ભાગ્ય નિર્માણ કરનાર, ઇશ્વરી શક્તિ [બ્રહ્માની ). છઠ્ઠીના લેખ લખનારી દેવી.
વિધિ. ના—(સં]. બ્રહ્મા; નશીબ.
વિનતા. ના—(વનિતા) સ્ત્રી.
વિનોદ. ના—(સં). રમત ગમત.
બિરંચી. ના—(સં). બ્રહ્મા.
વિલાપ. ના—(સં). બોલીને રડવું શોક–કરવો તે.
વિશ્રામ. ના—(સં). વિસામો.
વિશ્વંભર. ના—(સં). વિશ્વનું ભરણપોષણ કરનાર; ઈશ્વર.
વિષ. ના—(સં) ઝેર.
વિહવળ. વિ—(સં). બાવરૂં,
વીંછીયા. ના. એક જાતનું ઘરેણું.

વીણા. ના—(સં). બે પાસે બે તુમડાં ને સાત તારનું વાજું.
વીણાપાણુ. ના—સં. જેના હાથમાં વીણા છે તે-નારદ.
વીરવર્મા. વિ—ના-(સં). સારસ્વત નગરીનો રાજા, તેની પુત્રી યમ રાજા સાથે વરેલી હોવાથી યમ તેને ત્યાંજ રહેતા અને તેને મદદ કરતા, યમની સાહ્યતાએ તેણે અર્જુનને હરાવ્યો હતો.
વૃષકેતુ. વિ—ના-(સં). કર્ણનો પુત્ર.
વૈકુંઠ. ના—(સં). વિષ્ણુ જ્યાં વાસ કરેછે તે ધામ.
વૈરાટ. વિ-(સં). મોટું. (બ્રહ્માંડ).
વૈશંપાયન. વિ—ના-(સં). દ્વાપર યુગમાં થયલા અઠાવીશમા વ્યાસના ચાર શિષ્યોમાંનો બીજો, તૈતિરિ રૂષિના કુળમાં થયો. ઇતિહાસ કહેવામાં તે પ્રખ્યાત હતો.
વોણુ. વિ—(વિહીન). વિનાનું.
વ્યાસજી—વ્યાસ. વિ-ના-(સં) ચાલુ મન્વંતરમાં દરેક ચોકડીએ એક વ્યાસ થયા એટલે અત્યાર સુધીમાં ૨૮ વ્યાસ થઈ ગયા. ૨૮મા કૃષ્ણદ્વૈપાયન નામે પરાશરના મચ્છ ગંધાથી થયેલા પુત્ર અહીં સમજવા. વેદ વિસ્તાર કે વ્યવસ્થિત કરવા વ્યાસ જન્મે છે. આમને વેદવ્યાસ પણ કહે છે.
વ્યાળ. ના-(સં). સર્પ.
વ્યોમ. ના-(સં). આકાશ.
શકિત. ના-(સં). દેવિ.
શયન. ના—(સં). સૂવું તે.
શશિ. ના—(સં). ચાંદો.
શસ્ત્ર. ના—(સં). હથિયાર.
શાર્દૂલ. ના—(સં). વાઘ.
શાલિગ્રામ. ના—(સં). ગોળ કાળોને એક છિદ્રવાળો જેપથ્થર વિષ્ણુને નામે પૂજાયછે તે.
શિથિલ. વિ—(સં). ઢીલું-છુટું-નરમ પડી ગયેલું.
શિશુપાળ. વિ. ના—(સં). યદુવંશી દમઘોષરાજાનો છોકરો એને સો ગુન્હા માફ કરવાનું કૃષ્ણે વરદાન આપ્યું હતું, તે થયા પછી તેને માર્યો એ કૃષ્ણનો ફોઇએઇ ભાઈ થાય.
શોઘ્ર. વિ—(સં). ઉતાવળથી.
શુક. ના—(સં). પોપટ.
શૃંગ. ના-(સં). પર્વતની ટોચ.
શૈયા. ના-(સં). સૂવાનું બીછાનું; સેજ.

શ્રવણ. ના-(સં). કાન
શ્રી. વિ. (સં). શોભાયમાન; લક્ષ્મી.
શ્રેય ના-(સં). સારૂં; શુભ.
શ્રોતા. વિ-(સં). સાંભળનાર.
શ્યામશરીર. ના—કાળા વર્ણના-કૃષ્ણ.
શ્યામા. ના—(સં). સ્ત્રી.
સંગીત, ના—(સં). ગાવુંને વગાડવું તે.
સંધ. ના સંધિ-તક.
સંધાણ. ના—તાકવું.
સંવત્સર. ના—(સં). વર્ષ જેટલો કાળ તે. એ સાઠ કહેવાયછે ને તે એક
એકનાં જૂદાં જૂદાં નામછે.
સદ્ય. અ—(સં). જલદી.
સપ્તધાતુ. ના—(સં). સોનું, રૂપું. તાંબુ, સીશું, કલઈ, લોડું, ને કાં-
સું એ સાત.
સન્મન્યા. ક્રિ. સટપટયા-ગભરાયા.
સમાવિયો. પતાવી દીધો-માર્યો.
સમીપ. અ—(સં). પાસે.
સરસ્યું. અ—પાસે; નજીક.
સવ્યસાચી. ના—(સં). મૂળ અર્થ ડાબે હાથે ધનુષ ખેંચવું. અર્જુન
બંને હાથે ધનુષ્યને બાણ લગાડી છોડી શકતો હતો, તેપરથી તેનું
એ નામ પડેલું છે.
સવિતા. ના—(સં) સૂર્ય.
સહસ્ત્રાર્જુન. વિ. ના. (સં). યદુકુલોત્પન્ન કૃતવીર્ય રાજાનો પુત્ર જે કાર્ત
વીર્ય, તેને સહસ્ત્ર હાથ હતા તેથી શહસ્ત્રાર્જુન નામ પડેલું છે.
સહિયારી—સૈયર. ના-(સહચારીન (સં). સખી બેહેનપણી.
સાતરો. વિ. શણગારી તૈયાર કરેલો એવો. (સવસ્ત્રો ઉપરથી).
સાતસાગર. ક્ષાર સમુદ્ર, ઇક્ષુ, સુરા, ધૃત, દધિ, દુગ્ધ,
અને જલ સમુદ્ર. (છેલ્લો મીઠા પાણીનો છે ).
સાધવી—સાધ્વી. ના—(સં). પતિવ્રતા.
સાર. વિ. સારૂં; લાભ; અહીં સાહ્ય—માનના અર્થમાંછે.
સાન્નિધ્ય. ના—(સં). સમક્ષતે.
સિંહસ્થ. ના. (સં). સિંહરાશિનો બૃહસ્પતિ. એ યોગ બાર વર્ષે આવે
છે ને તેમાં જનોઈ વીવાહના કાર્ય કરવાનો નિષેધછે. એ યોગમાં
ગોદાવરીની જાતરા આવેછે.
સુધન્વા. વિ. ના—(સં) હંસધ્વજનો પુત્ર. પિતાએ રણ ભૂમીપર જે

હાજર નહિ થાય તેને તેલ કઢામાં નાખવામાં આવશે એવી આ-
જ્ઞા કર્યા છતાં તેને ન આવી શકવાથી તેલ કઢામાં નાખેલો પણ
તે વિષ્ણુ ભકત હોવાથી ઇશ્વર કૃપાએ તેને કાંઈ આંચ આવી નહીં.

સારંગ. ના–(સં). હરણ.

સુધાર્મિક. વિ. ના—(સં). ચંદ્રહાસનો ખરો પિતા.

સુભટ. ના—(સં). લડવૈયો.

સુરથ. વિ. ના—(સં). હંસધ્વજનો પુત્ર, અર્જુન સાથે લડયો હતો.

સુરપતિ. ના—(સં). દેવનો રાજા ઈંદ્ર.

સુવદન ના—(સં). સારૂં મુખ—ચેરો.

સોજ. ના—સુઝ, સમજ, ડહાપણ.

સોમ. ના—(સં). ચંદ્ર.

સ્કંધ. ના—(સં). ખભો.

સ્થાવર. વિ. (સં). એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસે નહિ તેવું.

સ્વર્ગ. ના (સં). જયાં ઈંદ્રાદિ દેવતા રહેછે તે ધામ—આ મૃત્યુ લોકના
માનવી જેણે પુણ્ય કર્યા હોય છે તે મુઆ પછી જયાં સુખમાં
સ્થિતિ કરેછે તે લોક.

સ્વશુર. ના—(સં). સસરો.

સ્વસ્તિ. વિ. (સં). કલ્યાંણ.

હંસધ્વજ. વિ. ના—(સં). ચંપકા નગરીનો રાજા. તેને સુધન્વાદિ પાંચ
પુત્ર હતા તેણે પાંડવનો ઘોડો બાંધ્યો હતો પોતે મહાપરાક્રમી હતો.

હંસલો. ના. ઘોડાનું નામ.

હરિશ્ચંદ્ર. વિ–ના–(સં). સત્યવ્રત રાજાનો મોટો પુત્ર. સત્ય અથવા વ-
ચન પાળવામાં તે પ્રખ્યાત છે.

હરિવદની. વિ–ચંદ્રના જેવા મોંઢાની. (સ્ત્રી).હરિ–ચંદ્ર.

હલહુલાટ. અનુકરણ વાચક હોવાથી ગમે તેવો અર્થ થાય, એકદમ, ચ-
પળતાથી રમરમ કરતાં વગેરે.

હસ્તિનાપુર. વિ—ના–(સં) હાલની દિલ્હીની નજીક પહેલાં મોટું શહેરહતું.

હિન—હીન. વિ (સં) ઓછું.

હિરણ્યકશિપુ. વિ. ના—(સં) કશ્યપરૂષિનો પુત્ર જેણે ઘણો કાળ તપ
કરી મોટુ વરદાન મેળવ્યું હતું, એ પ્રલ્હાદનો બાપ.

હીમ. ના—(સં). બરફ; ઘણી તાઢથી પડેછે તે.

હુતાશન—ના. (સં) અગ્નિ. (હુત–હોમેલું તે અશન–ખાવાનું જેનું).

હેલામાં. અ. જોતજોતામાં,

હ્રદ. ના—(સં). પાણીનો ઉંડો ખાડો; ધરો,

**समाप्त.**